# શયતાની સંસાર.

Deputy Co
ડિટેકટીવ
વાર્તા.



માલીક:-ડૉ. પ્રાણલાલ છગનલાલ મુન્સેફ અને પબ્લીશર.

કીંમત આઠ આના

Title page printed at Shankar Press-Surat.

॥ ओ३म् ॥

# શયતાની સંસાર

—: અથવા :—

# ભયંકર દ્રવ્યલોભ.

લેખક:-

માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક.

પ્રકાશક:-

પ્રાણલાલ જીવણદાસ ઠક્કર.

માલીક:- "શ્રી પ્રાણજીવન પુસ્તકાલય."

બુકસેલર અને પબ્લીશર. ટાવર રોડ-સુરત.



સુરત-ચૌટા પુલ ઉપર આવેલા "શંકર" પ્રીં. પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

આવૃત્તિ બીજી] કીંમત બાર આના. [પ્રત ૫૦૦૦.

# —: વિષયાનુક્રમ :—

મુદ્રણાલય:—શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.
મુદ્રક:—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણસ્થાન:—ચૌટાના પુલ ઉપર, ટાંકી પાસે–સુરત.
પ્રકાશક:—પ્રાણલાલ જીવણલાલ વજાણી
"શ્રી પ્રાણજીવન" પુસ્તકાલય. ટાવર રોડ, સુરત.




## પ્રકરણ:—૧ લું.

### " ખૂની પકડાયો ! "

પ્રભુ ! જો આપનો અત્રે, જગતમાં વાસ છે નિત્યે;
પછી રાખો કસાઇને, કુશળ કિરતાર શા માટે ?
જુઓ વેશ્યા વિકારોમાં, રહે છે મસ્ત વ્યભિચારે;
સતિ 'આપો કફન !' કહીને; ભટકતી ભાગીએ ઘાટે !
નિતિ નાંખી નવખુણામાં, વિચરતા વિશ્વને બાળો;
સુખો તેને મળે તોએ, વધ્યા અન્યાયની વાટે !

"ખૂન ! ખૂન ! રમેશ ! પોલીસ સ્ટેશન પર જલદી ટેલી-ફોન આપકે અમારે ત્યાં અમારા મુનીમ શાંતીશ્યામનું ખુન થયું છે માટે પોલિસ સાથે લઈ જલદી આવો !"

રમેશે પોતાના પિતા કમલનયનની આજ્ઞા થતાંજ ટેલીફોનનું ભુંગળું હાથમાં લીધું અને એકદમ બે ચક્કર ફેરવી કહ્યું નં. ૫૦૦૧ !"

"નં. ૫૦૦૧" ટેલીફોનમાં સામો જવાબ મળ્યો.

"અમારે ત્યાં ખુન થયું છે, અદ્યાપિપર્યન્ત જો કે તે માણસ મરી ગયો નથી પણ તેની હાલત ભયંકર છે. તથા તેમનો સરસામાન લુંટાઇ ગયો છે માટે થોડા પોલિસો લઇ તાકીદે બાબુ કમલનયન હેસ્ટીંગરોડ હાઉસ નં. ૨૦૬ એ સ્થળે ચાલ્યા આવો! રોમેશે ટેલીફોનનું ભુંગળુ પુનઃ પોતાના હાથમાથી નીચે મૂકી દીધું અને તે પાસે ઉભેલા પોતાના પિતા તરફ આશ્ચર્યથી અવલોકવા લાગ્યો.

હજી સૂર્યનારાયણના કિરણો સંસારને અજવાળતાં અવલોકાતા નહોતા. અરૂણદેવના આગમનને હજી એક પ્રહરનો અવકાશ હતો. પવનની શીતલ લહરો આવતી હતી. આકાશમાં દ્રષ્ટિ નાંખતા ચકચક થતો તારા સમુહ નજરે પડતો હતો. એવા આલ્હાદક પ્રસંગેજ કાસીમ બજારના પોલિસ ફોજદાર મી. ચેટરજી પોતાની સાથે દશ સિપાઇઓ લઇને બાબુ કમલનયનને ઘેર આવ્યા. તેમનો અને બાબુજીનો એક બે વાર સારો પરિચય થયો હતો એટલે તેમને કમલનયન બાબુ કયા એ પ્રશ્ન પુછવાની જરૂરજ નહોતી, તેમણે બાબુજીને અવલોકતાંજ પ્રશ્ન કર્યો, બાબુજી! કયાં ખુન થયુ છે, કોનું ખૂન થયુ; ખૂની ન્હાસી ગયો કે પકડાયો!"

"ચાલો! તમે મારી સાથે આવી એકવાર ખૂનની જગા જુઓ અને તે માણસની હાલત તપાસી તેને હોસ્પિટલમાં રવાના કરી દો, તથા તેની જુબાની નોંધી લ્યો!" કમલનયન બાબુએ ઉત્તર આપ્યો.

"એ માણસ હજી જીવતો હોય તો પછી ખૂન થયુ છે એમ કહી શકાય નહિ!" ચેટરજીએ ઉત્તર વાળ્યો; અને ત્વરિતજ બાબુજી અને મી. ચેટરજી જે ઓરડામાં શશીભૂષણ સુતા હતા તે ઓરડામાં ગયા. પ્રસ્તુત

ઓરડો બાબુજીનાં બંગલાને ચોથે માળે આવેલો હતો. તેને ચારે તરફ બારીઓ આવી રહી હતી, અને તેમાંથી ફરફરાટ અનિલ લહરો આવતી હતી એ ઓરડામાં મધ્યમાં પલંગપર વીસ-પચ્ચીસ વર્ષનો એક યુવાન પુરૂષ રક્તથી ભીંજાઇ ગયેલી હાલતમાં પડયો હતો. તેનો શ્વાસ જોરમાં ચાલી રહ્યો હતો અને તે આ નશ્વરસંસારનો હવે માત્ર બે ચાર દિવસનોજ પ્રવાસી છે એવી કલ્પના કરી શકાતી હતી અદ્યાપિ તેને જરાતરા શુદ્ધિ હતી અને તે જવાબો આપી શકતો હતો. તેને આવી હાલતમાં જોતાંજ પ્રથમ તેની જુબાની લખી લેવાના ઉદ્દેશથી ચેટરજીએ તેને કહ્યું, મી. શતીશબાબુ! તમોને આ ભયકર વ્યથા થઇ છે એ સબંધમાં તમો શું જાણો છો!"

"સાહેબ!" શતીશબાબુએ ઉત્તર આપ્યો; "હું આજે સહવારે ત્રણ વાગે જરા જાગૃત થયો હતો પરંતુ મારા નેત્રોમાં હજી નિદ્રા ભરેલીજ હતી, એટલે હું ઘેનમાં પડી રહ્યો હતો. તેવામાં એક વીસેક વર્ષનો યુવાન પુરૂષ પોતાના હાથમાં લાખડનો મોટો છરો લઇ આવ્યો અને તેણે મારા કંઠપર બરાબર બે ત્રણ પ્રહાર કીધા હું સખ્ત રીતે ઘાયલ થયો તે દરમ્યાન તેણે મારી પેટી ફોડી અને તેમાં મે મુકેલી રૂા. એક હજારની નોટો લઇને તે હરામખોર અહીંયાથી ચાલ્યો ગયો!'

"તમે એ ખુનીને ઓળખી શકયા છો! તમને કોનાપર શક છે!"

"મારા શેઠના ભત્રિજો કનકભુષણજ આ બાબતમાં ગુન્હેગાર હોવો જોઇએ. એવો મારો શક છે તમે તેની ઝડતી લો! તેની બેગ જુઓ! તેના કપડા જુઓ, તમને પણ કનકભુષણજ આ ઘાતકી કર્મ કરનાર છે એની ખાત્રી થશે!

મી. ચેટરજી આટલું સાંભળતાંજ એક બીજી ઓરડીમાં આવ્યા. અત્રે એક પલંગ ઉપર મચ્છરદાનીમાં સુતેલા એક યુવાનને તેમણે

જાગૃત કર્યો અને તેને કહ્યું, "કુનકભુષણ ! હું તમારી જડતી લેવા માગું છું ! તમારી બેગની ચાવી લાવો !" કુનકભુષણે ચાવી આપતાંજ ચેટરજીએ તેની બેગ ખોલી નાંખી અને અંદરથી એક હજાર રૂપીઆની નોટો, એક છરો અને લોહીથી ભીંજાએલું એક ધોતર તથા ખમીશ બહાર કાઢયું. આ પુરાવો જોતાંજ કુનકભુષણના કુર કમની બધાને ખાત્રી થઇ ગઇ. ચેટરજીએ તેને પુછયું, "કુનકભુષણ ! ખૂન કરતી વખતે તમે આજ છરો અને આજ કપડાં વપર્યાં હતા કે ! તમે ચોરેલી રૂા. હઝારની નોટ તે આજ કે બીજી !"

"કેવી ચોરેલી નોટ અને કોનું ખન ! મેં કોઇનું ખૂન કર્યું નથી !" કુનકભુષણ આશ્ચર્ય પામતો બોલ્યો અને અનિમેષ દૃષ્ટિએ ચેટરજી પ્રત્યે જોઇ રહ્યો !

"તમે ખૂન નથી કર્યું તો આ છરો અને લોહીવાળા કપડાં તમારી બેગમાં કયાંથી અને શી રીતે આવ્યા ! સાચું બોલો ! તમે મુદ્દા માલ સાથે પકડાયા છો !"

"આ બનાવથી હું પણ આશ્ચર્ય પામુ છું આ વસ્તુઓ મેં મારી આખી જીંદગીમાં જોઇ નથી. તેને હું માત્ર હમણાંજ મારા નેત્રો વડે નિહાળુ છુ !"

"એમ ! આજેજ તમે આ છરો જુઓ છો ! પણ આ ખમીશ કોનું છે !"

"તે તો મારૂંજ છે સાહેબ ! પણ તે ઉપર આ શોણિતના ડાઘા શી રીતે પડયા !"

"તેની ખબર હવે થોડાજ વખતમાં પડશે ! કેદ કરો આને !" ચેટરજીએ હુકમ કર્યો, તેજ સાથે ખૂની પકડાયો !



# પ્રકરણ—૨ જું.

## "મારો ભાઈ નિર્દોષ છે."



જગત આખું ફરો તો એ, દયા જલ્લાદના દિલમાં,
સરોવરમાં રૂધિર, પયમાં મળેના ઝેરના બિંદુ !
પ્રભુ આકાશથી આવી, સુધાની જો ! કરે વૃષ્ટિ,
છતાં પાપી—અંતરથી, ટળે ના વેરના બિંદુ !
થઇ શાને દયાધન ! તેં કુટિલ આ વિશ્વમાં પછી,
સુજાવી વૈરની હસ્તિ, થયો ક્રુર શું દયા સિંધુ !"



મો. ચેટરજીએ તત્કાળ કુનકભુષણને બંદિવાન બનાવી લીધો અને પેલો મુદ્દામાલ વાળી બેગ તેનાજ માથા પર મૂકી તેને કાસીમ બજાર રોબર્ટ જેલ તરફ રવાના કરી દીધો શતીશબાબુને તેજ વખતે કોર્નવોલિસ સ્ટ્રીટમાં આવેલી 'દયાનંદ હોસ્પિટાલ'માં સારવાર માટે મોકલી દેવામાં આવ્યો.

પ્રભાતનું અજવાળું આ વખતે સંસારમાં પ્રકટ થઇ ચુક્યું હતું, બાબુ કમલનયન પોતાના ભવ્ય દિવાનખાનામાં બેસી મુખ પ્રક્ષાલન વિધી કરી રહ્યા હતા તેમની પાછળજ હિંચકાપર એક બાળા પોતાના હસ્તમાં એક ચોપડી વાંચતી બેઠી હતી, તેની તરફ કમલનયન બાબુની

પીઠ હોવાથી તેઓ તે રમણીને નિહાળી શકતા ન હોતા, પરંતુ મુખ જોવા તેઓ ઉઠયા તેવીજ તેમની દ્રષ્ટિ તે અબળા પર પડી અને તેમણે તેને પૂછયું "ઓહો કેમ શશિબાલા ! આજે અત્યારેજ કાંઇ અહીં આવી ! તારા ભાઇના પરાક્રમની વાત તો તે સાંભળીને, કેવો કુલ દિપક દિકરો ઉઠયો ! ભાઇ જેવા ઘરના મુનીમનુંજ ખૂન કરી તેની નોટો ચોરી લીધી ! હં: કેવો કમબખ્ત !"

"કાકાજી ! હું તેજ માટે આપની પાસે આવી છું, મને લાગે છે કે મારો ભાઇ નિર્દોષ છે અને તે બિચારો વગર કામનો માર્યો જશે !"

"એ નિર્દોષ છે એનો તારી પાસે કાંઇ પુરાવો કે આધાર છે, શા ઉપરથી કહે છે કે એ નિર્દોષ છે." કાકાએ દયા દર્શાવવાને બદલે ક્રોધમાં આવીને પ્રશ્ન કર્યો.

પુરાવો છે સ્પષ્ટ ખૂનનો, ગુન્હો કાંધો ઝલાગો છે !
હજી " નિર્દોષ છે બંધુ " લવારો એ કરે શાનો !
હૃદય અવલોકવા માટે, ન સચા છે થયા કાંઇ.
ન કહેવાયે ભલો કોને, બુરો છે લોભ પૈસાનો !
ન ઉજળું દૂધ છે સઘળું: દગા દુનીયા તણા વસમાં,
પીળી વસ્તુ વિલોકો તે, બધુ કંચન નહિ માનો !

"પરંતુ મારૂં મન સાક્ષી પુરે છે કે મારા ભાઇને હસ્તે આ પાપ થવું સર્વથા અશક્ય છે !" તે નિર્દોષ રમણીએ પોતાના બંધુના બચાવમાં સજળ નેત્રે ઉત્તર આપ્યો

"ભૂખ્યાં રહે છે છતાં ભાળ્યા, કદિ સંતાન સિંહોના,
ચરે છે ઘાસ ખેતરનું, ક્ષુધાના ક્રૂર સતાપે !
નિરો ! હસ્તમાં ધારી, ચમકતી લોહ તલવારો,
સતિની દેહ પર હાથે, ચઢે શું અન્યને પાપે

દુર્ગાધરમાં રહ્યું વ્યાપી, હળાહળ તે મુખ જઇને,
દીઠું છે કે ત્રિલોકે શું, ખરા આનંદથી માપે !"

"તારૂં મન શું તારા બાપનું કપાળ કહે છે ! તારા ભાઇ પાસેથી ગુન્હાના ચોકખા પુરવા મળ્યા છે, પછી તું શી રીતે કહે છે કે તે નિર્દોષ છે !"

"હાય ! હાય ! ત્યારે મારો ભાઇ, વિના વાંકે–વિનાપાપે માર્યો જશે, આપ તેને બચાવશો નહિ ! મને ભાઇ વગરની કરશો !" તે અબળાએ પોતાના નેત્રોથી જલ વર્ષાવતા રડતે હૃદયે કાકાને પ્રશ્ન કર્યો.

"હું તે શું કરવનો હતો ? સરકાર કાંઇ મારા બાપની છે કે તે મારૂં કહ્યું માને ! એ તો જેવું કર્યું તેવું ભોગવશે !" કમલનયને જરાપણ દયા દરશાવ્યા વિનાનો નિર્દય ઉત્તર આપ્યો.

"ના. ના. બાપુ ! તમે અમારાપર આમ છેકજ ક્રૂર ન થાઓ ! અમે બન્ને માબાપ વગરના આ જગમાં અનાથ છોકરાં છીએ. માબાપ તો અમને નાના મુકી મરણ પામ્યા છે. બાપને ઠેકાણે તમે છો અને બાને ઠેકાણે કાકીજી છે, તો તમે અમને ન બચાવશો તો કોણ બચાવશે ! અમારી ઉપર કોણ દયા દેખાડશે !" તે રમણી વધારેજ રડી પડી અને કાકાને કોમલ શબ્દોમાં વિનવતી હિંચકા પરથી ઉઠી ઉભી થઇ ગઇ, પરંતુ તેના આ આર્તનાદથી કમલનયનનું પાષાણ જેવું હૈયું જરાપણ પીગળ્યું નહિ !

"જા શશિબાલા ! નીચે જા અને રાંધીને કામે લાગ. આજે કાશીચરણ આવ્યો નથી, તારા કાકી એકલા છે !" એમ કહી તે પાષાણ હૃદયનો પુરૂષ નીચે ઉતરી ગયો. તે રમણી પણ હતાશ વદને તેના પાછળ ચાલી ગઇ !



# પ્રકરણઃ—૩ જું.

## ડિટેકટીવ નિશાનાથ!

"કેમ નિશાનાથ! કલકત્તેથી ક્યારે આવ્યા!" કાસીમ બજારના એક મહોલ્લામાં આવેલા ભવ્ય મકાનના એક ઓરડામાં જતો જતો સુધાકર બોલ્યો.

"આવો સુધાકર! હું કાલેજ આવ્યો. કેમ છે અત્રેની નવાજુની!" નિશાનાથે સુધાકરને આવકાર આપતા ઉત્તર દીધો અને પોતાના હાથમાંનું પત્ર ટેબલ પર મૂકી દઇ સામે મુકેલી ખુરશીપર તેને બેસવાની સૂચના કરી નિશાનાથની સામેની ખુરસીપર સુધાકર બેઠો અને તેણે તેને ઉદ્દેશીને કહ્યું. "કેમ તમારો કેસ ફતેહમંદ રીતે પાર તો પડ્યો કે નહી!"

"હા, એ કેસની પૂર્ણાહુતી ગઇ કાલેજ થઇ અને કલકત્તાનું મારૂં કામ પૂરૂં થવાથી એકવાર ઘેર જઇ આવું એમ વિચાર કરી હું અહીંજ આવ્યો. હવે પાછું આ માસના છેલ્લા અઠવાડીઆમાં કાશી પુર જવું પડશે એવો સંભવ છે!" નિશાનાથે ઉત્તર આપ્યો.

"નિશાનાથ! હવે તમારે કોઇપણ જગ્યાએ જવાનું કારણજ નથી. જુઓ, આજનું આ 'આર્યમિત્ર' લઇને વાંચો. એટલે તમોને ખબર પડશે! અહીંજ આપણા જીલ્લામાં એક ભયંકર ખૂન થયું છે. અને તે માટે સરકારે તમારી નીમણૂંક પણ કરી છે. શારદાભુષણ ગુપ્ત પોલિસનું આ વખતનું ૧૦૦૦ રૂ. નું ઇનામ પણ આ

ખૂન કેસ પુરી રીતે શોધી કાઢનારને મળશે એમ નામદાર સરકારે જાહેર કર્યું છે !"

"ત્યારે પણું કાસીમ બજારમાં કયું ખુન થયું છે !" નિશાનાથે 'આર્યમિત્ર' પેપર પોતાના હાથમાં લઇ તેના પત્તા ફેરવતાં ફેરવતાં સુધાકરને પ્રશ્ન કર્યો.

"કાસીમ બજારમાં ખુન થયું નથી પણ કાસીમ બજારની પાસેજ આવેલા ખુનનાના એક બંગલામાં ખુન થએલું છે, પરંતુ એ ખુન એટલું બધું આશ્ચર્યકારક રીતે થયું છે કે કાંઇ કહેવાની વાત નહિ ! ખૂની માત્ર ખુન કરીનેજ અટક્યો નથી પણ તે પોતાની સાથે તેનું માથું પણ લઇ ગયો છે. કાસીમ બજારની સીવીલ પોલિસ આજે ત્રણ દિવસ થયા ખુનીને શોધી કાઢવાનો તનતોડ પ્રયત્ન કરી રહી છે પણ તેનો કશો પત્તો લાગતો નથી !" સુધાકરે ઉત્તર વાળ્યો એટલામાં એક પટાવાળાએ સીલ કરેલું એક કવર આણીને નિશાનાથના હાથમાં મૂક્યું. નિશાનાથે તે ફોડીને વાંચવા માંડ્યું. "ખુનનના આર્યભુવન બંગલામાં રજનીકાન્ત નામક શેઠીઆનું ખુન થયું છે અને ખુની હજી સુધી પકડાયો નથી. એ બાબતમાં તમને જેટલી જોઇશે એટલી સહાયતા સ્થાનીક પોલીસ આપશે ! માટે તમારે ત્યાં જઇ એ ખુન કેસનો ચાર્જ લેવો !" નિશાનાથે આ હુકમ વાંચતાની સાથે તરતજ કપડાં પહેર્યાં અને સુધાકરની સાથે તે નીચે ઉતર્યો.



# પ્રકરણઃ—૪ થું.

## "હું ખૂની નથી!"



ધાકર અને નિશાનાથ બન્ને નીચે અવી વિક્ટોરીઆ ભાડે કરી સ્ટેશન તરફ ગયા. સુધાકર કલકત્તા જવાની ટ્રેન મળી ગયાથી તરતજ રવાના થઇ ગયો. પરંતુ નિશાનાથની ખુલના જવાની ટ્રેન આવવાને હજી અરધા કલાકની વાર હતી એટલે તે પોતાના હસ્તમાંની વોકિંગ સ્ટીક હલાવતો સ્ટેશન પ્લેટફોર્મ પર આમથી તેમ ફેરા ફરવા લાગ્યો. એટલામાં તેની દ્રષ્ટિ પ્લેટફોર્મ પર એક બાજુએ પોલિસને ઘેરીને ઉભેલા એક લોકોના ટોળા ઉપર ગઇ. નિશાનાથે ત્યાં જઇ એ ટોળાની વચ્ચે નિહાળ્યું તો તેને માલમ પડ્યું કે ત્યાં ચૌદ કેદીઓને સાથે લઇ કેટલાક સિપાઇઓ ઉભા હતા સીપાઇઓને માથે કાળા રંગની ટોપી હતી અને તેમણે શરીર પર ગરમ વસ્ત્રો પહેરેલાં હતા. ચોરોના હાથમાં તેમજ પગમાં ભયકર લોખંડની પ્રચંડ બેડીઓ નાંખેલી હતી અને તેથી તેઓની યાતનાનો કશો પારજ નહોતો! લોખંડની પગ બેડીથી તેમને હરવા ફરવા માટે કેટલું કષ્ટ પડતું હતું તે વાત માત્ર તેજ નિભાગી મનુષ્યો જાણતા હતા. તે બધા કેદીઓનો વર્ણ સાવ કાળો હતો અને તેમના મુખપરથીજ તેમના હૃદયો કેવા પાપથી પરિપૂર્ણ હોવાં જોઇએ તેની તેમને અવલોકતાં તરતજ કલ્પના થતી હતી, તેમની સાથે એક અંગ્રેજ અમલદાર પણ હતો, અને ચોરો કોઇ પણ પ્રકારે નહાસી ન જાય તેનો પુરનો બંદોબસ્ત રાખતો હતો. નિશાનાથ પણ આ

ટોળાં સાથેજ તે કેદીઓને અવલોકતો ત્યાં ઉભો રહ્યો ! એટલામાં પેલા યુરોપીયનની દ્રષ્ટિ નિશાનાથ ઉપર પડી તેવોજ તે આગળ આવ્યો અને તેણે તેની સાથે શેકહેન્ડ કરતાં કહ્યું." આવો મી. નિશાનાથ ક્યાં જાઓ છો !"

"ખૂનના ખુન કેસનો ચાર્જ મને સોંપવામાં આવ્યો છે ત્યાં જાઉં છું !" નિશાનાથે ઉત્તર આપ્યો. સાહેબ નિશાનાથનો હાથ પકડી તેને પોતાની સાથે પેલા કેદીઓની પાસે લઇ ગયો નિશાનાથે પણ આ વખતે યુરોપીયન ઢબનાંજ વસ્ત્રો પહેર્યાં હતાં તેના માથાપર મોટી ગોળ હેટ શોભતી હતી કાળા રંગથી વિભુષીત કરેલા હોલબુટ પગમાં પહેર્યાં હતા અને ખાખી રંગના કોટ પાટલુનથી તેણે પોતાની દેહને શૃંગારી હતી. નિશાનાથ જેવો ત્યાં જઇને ઉભો રહ્યો તેવાજ ત્યાં બેઠેલા કેદીઓમાંથી એક કેદી ઉભો થઇ ગયો. એક ઉભો થયો એટલે તેને લીધે બીજાને ઉભા થવુ પડયું કારણ કે તે બધાને હાથ કડી અને પગબેડી નાંખી સાંકળી લીધેલા હતા. એક કેદીની સાથે કેદીઓની આખી હારનીહાર ઉભી થઇ ગઇ. નિશાનાથને નીહાળતાંજ પહેલાં જે કેદી ઉભો થઇ ગયો હતો તેના પ્રત્યે તેની દૃષ્ટિ ખેંચ્યા સિવાય રહી નહિ ! કારણ કે તે કેદી બીજા બધા કેદીઓ કરતા વય, રંગ, આકાર વર્ણ વગેરે દરેકજ બાબતમાં જુદોજ ઓળખાઇ આવતો હતો. તેની વય લગભગ અઢારથી વીસ વર્ષની લાગતી હતી. તેના ઉજ્વલ મુખ પ્રદેશની છટા રાહુથી ઘેરાયેલી પૂર્ણિમાની માફક નિસ્તેજ ભાસતી હતી અને આંખોમાં જાણે પ્રત્યક્ષ નિરાશાનોજ નિવાસ થઇ રહેલો હતો, તેને અવલોકતાંજ નિશાનાથ એકદમ આશ્ચર્યમાં પડી ગયો. કારણ કે તે કેદીઓ બધાજ સેન્ટ્રલજેલમાં લઇ જવાના કેદીઓ હતા

અને સેન્ટ્રલજેલમા જે કેદીને બાર વર્ષ કરતા વધારે સમયની શિક્ષા થતી તેનેજ લઇ જવામાં આવતા હતા પેલા નાનકડા બાલયુવાને એવો કયો ભયંકર ગુન્હો કર્યો હશે તેની તેને લેશમાત્ર પણ કલ્પના થઇ શકી નહિ. તે મનમાં ને મનમાંજ એ બાલ યુવાને કરેલા ગુન્હાની તર્ક પરંપરાથી તપાસ કરવા લાગ્યો. અને તેણે મનમાંજ તે બાલક આવો ભયંકર ગુન્હો કદાપિ પણ કરી શકે નહિ એવો નિશ્ચય કરી લીધો, બીજેજ પળે તેની વૃત્તિઓ ફરી ગઇ અને તેને તે બાળકે ગુન્હો કર્યો હોવો જોઇએ એની શક્યતા જણાવા લાગી.

"કમળનું પુષ્પ અવલોકો, સુગંધી આપતું અતિશે,
છતાં તે પંકમાં પોતે, બહુ આયુષ્ય ગાળે છે.
હજારો માનવી જેને, બને છે મુગ્ધ અવલોકી,
ગુલાબે છે ભર્યા કાંટાં, જગત આખું નિહાળે છે.
નયનને મસ્ત કરનારી, ફણીઓ કેવડા કેરી,
વસે ત્યાં સર્પ જે વિષથી, જીવન સહુના પ્રજાળે છે !"

આ વિચારો આવતાંજ નિશાનાથના મનમાં તે બાલ કેદી પ્રત્યેનો ઉપજેલો અનુરાગ નષ્ટ થઇ ગયો અને બધા કેદીઓની માફક તેના પ્રત્યે પણ તેને ઘૃણા ઉપજવા લાગી !"



# પ્રકરણઃ—૫ મું.

## ખૂનીની તપાસમાં !

ન કીધાં પાપ દુષ્કર્મો, ન હાથો લોહીથી ખરડયા.
છતાં દુખ દર્દથી દુનિયા, અતુલ કષ્ટો સહે છે કાં !
શીતલ જલ સર્વને પાતા, દયાવાળા શ્રીમંતોની,
પ્રભુ ગુસ્સે બની મિલ્કત, વિના વાંકે દહે છે કાં !
ગીતાના ગાન જ્યાં રેલે, તૂટે જ્યાં બ્રહ્મના વાદો,
પુનિત આશ્રમ વિષે એવા, નદિ પુર લૈ વહે છે કાં !



નિશાનાથે ખિન્ન હૃદયથી પેલા બાળક પરથી પોતાની દ્રષ્ટિ ફેરવી નાંખી છતાં તે બાળક અનિમેષ નયને તેના તરફ જોઇ રહ્યો. આ દ્રશ્ય નિહાળતાંજ નિશાનાથને એવી આશંકા થવા લાગી કે, "આ બાળકેદી કાંતો મને ઓળખતો હશે અથવા તેની મને કાંઇપણ કહેવાની ઇચ્છા હોવી જોઇએ." આ વિચાર પોતાના મનોગત થતાંજ તેણે તે બાળકને પુછ્યું, "છોકરા ! તારું નામ શું છે ?"

"મારૂં નામ કનાઇભુષણ છે સાહેબ !" તે બાળકે ઉત્તર આપ્યો

"છોકરા ! તે નાની વયમાં આટલો બધો કયો ભયંકર ગુન્હો કીધો છે કે જેની સખ્ત શિક્ષા પામી તારે કારાગૃહે જવું પડે છે !" નિશાનાથે પૂછ્યું.

"મને સાહેબ! ખુનના ગુન્હા માટે પકડવામાં આવ્યો છે પણ હું જાણતો નથી કે હું કેટલે અંશે ગુન્હેગાર છુ તે! હું ફાંસીને લાકડેજ લટકી જાઉં અને મારૂં નામ આ જગતમાંથી સદાને માટે વિલુપ્ત થઇ જાય એવા ભયંકર દગામાં મને સપડાવવામાં આવ્યો હતો, પણ સુભાગ્યે મરણ પથારીએ પડેલો તે માણસ મરતા બચી ગયો એટલે હું ફાંસીને લાકડે લટકતો રહી ગયો, અને માત્ર કેટલાક વર્ષની કેદની સજા મને મળી છે. મારા પ્રત્યે દગો કરનારનો ઉદ્દેશ ધુળ મળી ગયો અને તે દયાઘન પ્રભુએ મારી રક્ષા કરી!" તે બાલક પોતાની વિતક વાર્તા કહી સંભળાવી.

'જગત અન્યાયથી જોઓ, પિડા નિર્દોષ પામે છે.
થતાં અવધી પછી અંતે, પ્રભુજી સહાયતા આપે!
દગાના દંભને તોડી, જીવન દુષ્ટો તણા ફોડી,
સ્વધર્મે સર્વને જોડી, દુખીના કષ્ટને કાપે!
પ્રભુ દુનિયા વિશે ના! ના! નથી એવું ગણે તેને,
પુરો પરીચય કરાવીએ, અતુલ અજ્ઞાનને માપે!"

"તારાપર કાઇ એવો ખોટો કેશ ઉભો કરવાનું પ્રયોજન!" નિશાનાથે પ્રશ્ન કર્યો:-"શા માટે કોઇ નહિને તુંજ આવા દગાનો ભોગ થઇ પડયો?"

રચી છલ ભેદ આ આવા, દગાથી દેવ સંતાપી,
અધર્મે ધર્મ હણવાનું, બતાવો શુ પ્રયોજન છે.
મૂકી શયતાનને આધે, ન તેને લેશ સંતાપી!
સરળ સાધુ સ્વજનને, સતાવો! કાંઇ કારણ છે?

"એનું કારણ મારો પૈસો છે. દુર્ભાગ્યે મારા માબાપ લાખો રૂપીઆની દોલત નકી આ સંસારમાંથી સદાને માટે વિદાય થઇ ગયા છે. તે સઘળી મિલ્કત પોતાનેજ મળે એવી દુર્ભાવનાથીજ પૈસાના લોભ

ને વશ થઇ મારા એક સગાંએજ આવું કામ કર્યું હશે!" તે બાલકે નિશાનાથના પ્રશ્નો ઉત્તર આપ્યો.

જગત નિજ ધર્મને ત્યાગી, બનીને ભ્રષ્ટના રાગી,
હળ હળ હાથથી માગી, પીએ છે દ્રવ્યને માટે.
સગાંના કંઠને કાપી, સ્વજન તેને દગો આપી
હૃદયમાં ઝેરને સ્થાપી, વળે છે દ્રવ્યને વાટે.
ગણી ધન એજ સુખ સાચુ. તજીને પ્રેમ અંતરનો,
કુકર્મોમાં કરી ખાડા, અહાહા! દ્રવ્યને દાટે!"

"તે તારા સગાનું શું નામ છે અને તારા તેઓ શું સગા થાય છે!

"તે ગૃહસ્થ મારા સગા કાકાજ થાય છે અને તેમનું નામ કમલનયન બાબુ છે, કદાચ તમે પણ તેને ઓળખતા હશો, હેસ્ટિંગ્સ રોડપર તેમનુ મકાન આવેલું છે!"

"ઠીક છે; હું આજ તો જોઉં છું પણ મને વખત મળતાંજ હું તારો આખો કેસ તપાસી જોઇશ અને જો તું બિન ગુન્હેગારજ માલમ પડશે તો તારી સજામાં ઘટાડો કરાવવા અથવા તે તદન માફ કરાવવા બનતો પ્રયત્ન કરી જોઇશ. "નિશાનાથે ઉત્તર આપ્યો.

એટલામાં ખુલના જવાની લોકલ ટ્રેન આવીને ઉભી રહી. મી. નિશાનાથ સાહેબ સાથે શેક હેંન્ડ કરી એક ડબ્બામાં બેસી ગયો. તરતજ ટ્રેન ત્યાંથી સ્ટાર્ટ થઇ. પંદર મિનિટમાં નિશાનાથ ખુલના સ્ટેશને આવીને ઉતર્યો. સ્ટેશનપર વિકટોરીઆ ઉભી હતી. તેણે એક વિકટોરીઆ ભાડે કરી અને જે બગલામાં ખુન થયું હતું તે બગલા તરફ ખુનીની તપાસ માટે રવાના થયો.



# પ્રકરણ:—૬ ઠું.

## ખૂન નહિ પણ આપઘાત!

ચઢી પુર ગામ આખાનો, વિલય જળમાં કીધા કેડે,
પછી જળ બંધ ચણવાના, કર્યા લાખો પ્રયત્ને શું!
લઢી જલ્લાદની સાથે, ગુમાવ્યો પ્રાણને અંતે,
ખુનીને ખોળવા માટે, કીધાથી ખુબ યત્ને શું!
પડી જળ દેવને હસ્તે, ગયોઃ જીવ દેહ તે છોડી,
પછી એ શુષ્ક કાયા, સંગ્રહો તો લાખ જતને શું!"



ખૂલના ગામ જો કે મોટું શહેર નહોતું છતાં તેની રમણીયતા કોઈ પણ પ્રકારે કમી નહોતી. કુદરતની સૌંદર્યતાનાં ત્યાં પ્રત્યક્ષ દર્શન થતાં હતાં અને તેથી કાસીમ બજારના ઘણા શ્રીમંતો અને અમલદારો પોતાના નિવાસ-ગૃહો અને બંગલાઓ ખૂલનામાંજ રાખતા. ખુલનામાં જે બંગલાની અંદર ખૂન થયું હતું તે બંગલો છેક ગામને પાદરે આવેલો હતો એ બંગલાની ચારે બાજુએ મોટું વિશાળ કમ્પાઉન્ડ દ્રષ્ટિગોચર થતું હતું. તથા તેની અંદર જાતજાતના પુષ્પ વૃક્ષોને રોપવામાં આવ્યા હતા. આ મનોહર શોભા અવલોકતો નિશનાથ ધીમે ધીમે પગલાં ભરતો તે બંગલામાં પહોંચ્યો. આખો બંગલો તથા કમ્પાઉંડ સઘળુંજ આ વખતે કેવળ શાંત હતું એક પણ માણસ ત્યાં હરતો ફરતો નિહાળી શકાતો નહોતો, આ સઘળું દ્રષ્ય જોતો જોતો નિશાનાથ તે બંગલામાં પેઠો, બંગલામાં આવેલા એક ભવ્ય દિવાનખાનામાં

વચ્ચોવચ્ચ ખુરસી નાંખી એક પોલિસ અધિકારી બેઠો હતો, અને તે એજ ખુન સંબંધી તપાસ કરતો હતો. નિશાનાથને તેણે ઓળખ્યો નહિ પરંતુ તેના પોષાક પરથી તે કોઇ પોલિસ અધિકારી હશે એની તેને કલ્પના થઇ, તેણે તરતજ પોતાની પાસેની એક ખુરસીપર તેને બેસવાની સૂચના કરી ! નિશાનાથ ત્યાં બેઠો અને તેણે પોતાની ઓળખાણ પેલા પોલિસ અધિકારીને આપતા જે હુકમને આધારે તે અત્રે તપાસ કરવા આવ્યો હતો, તે હુકમ પણ કાઢી તેને વંચાવ્યો? આ હુકમ વાંચતાંજ તે પોલિસ અધિકારીએ પોતાના મુખપર આછું સ્મિત ફરકાવતા નિશાનાથને કહ્યું, "ચાલો ! તમે પોતેજ આ તપાસ માટે અહી આવ્યા એથી મને ઘણોજ સંતોષ થાય છે. કારણકે બે કલાક થયા હું આ કેસ સંબંધીની માથાફોડ કરું છું પરંતુ મારાથી તેનો કશોજ નિર્ણય કરી શકતો નથી. હવે તમેજ આ કેસ હાથમાં લીધો છે એટલે ખૂની પકડાઇ જશે અને તેને સુયોગ્ય શિક્ષા થશે. !" નિશાનાથે એનો ઉત્તર આપ્યો નહિ, તેણે માત્ર એટલાજ શબ્દોનો ઉચ્ચાર કર્યો "ચાલો જે ગૃહસ્થનું ખૂન થયું હોય તેની દેહ ક્યાં પડી છે તે મને બતાવો !"

'હા, ચાલો ! મેં તે મૃતક દેહને અદ્યાપી પર્યન્ત જેમની તેમજ રાખી મૂકી છે તેને જરા પણ આઘી પાછી કરી નથી એટલે તમારે તેના દર્શનથી જે અનુમાનો કરવા હશે તે ખુશીથી કરી શકાશે !" પેલા પોલિસ અધિકારીએ ઉત્તર આપ્યો અને તે સાથેજ તેઓ બંન્ને ઉઠીને જે ઓરડામાં ખૂન થયું હતું તે ઓરડામાં ગયા. એ ઓરડામાં પેસાતાંજ તેઓ આશ્ચર્યમાં લિન બની ગયા. પ્રસ્તુત ઓરડો પુષ્કળ શ્રુંગારોવડે શણગારવામાં આવ્યો હતો. તેમાં જાતજાતના પુષ્પના

કુંડાઓ ને એવી ખૂબીથી મૂકવામાં આવ્યા હતા. કે જાણે આખો ઓરડો ઝાડોથી ભરાઇ ગએલો હોય એમજ લાગતું હતું, આ કુંડાઓની મધ્યમાં–બરાબર વચ્ચે એક સુંદર છત્રદાની યુકત પલંગ પાથરેલો હતો અને તેના પર એક માણસની મૃતકદેહ પડેલી હતી. પરંતુ આશ્ચર્ય જેવું એ હતું કે તે માણસનું માથુ ત્યાંથી કાપીને કોઇ અન્ય સ્થળે લઇ જવામાં આવ્યું હતું. પલંગપર પાથરેલી ચાદર લોહીથી ભિંજાઇ ગયેલી હતી અને તે પરથી લોહીના છાંટા છેક નીચે ગળી પડેલા સ્પષ્ટ દેખાતા હતા. તે મૃતક શબના શરીરપર બીજો એકપણ આઘાત થએલો દેખાતો નહોતો, માત્ર ગળું જુદું પાડવાના ઇરાદાથીજ ખુનીઓએ તેનો કંઠ કાપી નાંખ્યો હતો. આ કોઇ મોટા લોખંડના છરાનો થએલો હોવો જોઇએ એવી કલ્પના અવલોકનારના મસ્તિકમાં આવિર્ભુત થતી હતી ! નિશાનાથે એ છરો શોધી કાઢવાને માટે આખા ઓરડામાં તપાસ ચલાવી પરંતુ કોઇપણ સ્થળે તેને છરો અથવા પિસ્તોલ કોઇપણ હથિયારો હાથ લગ્યા નહિ ! નિશાનાથે તે શબ ઉપરના વસ્ત્રો બહાર કઢાવ્યા અને તેના કોટનાં બધા ગજવા તપાસી જોયા ! પરતુ તેમાંથી પણ કાંઇ પુરાવો હાથ આવ્યો નહિ. બંગલામાંના કપાટ, પેટી ટેબલ વગેરે જગ્યા નિશાનાથે વારંવાર તપાસી જોઇ પરતુ એક પણ પેટી કે ત્રિજોરી ફોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય તેમ લાગતું નહોતું એ પરથી તે એવા નિશ્ચયપર તો આવીજ ગયો કે પ્રસ્તુત ખૂન કરવામાં ખુનીઓનો ઉદ્દેશ પૈસા મેળવવાનો અથવા ધાડ પાડવાનો તો નથીજ. માત્ર તેમણે ખૂન કરવાના ઉદ્દેશથીજ આ કામ કરેલું હોવું જોઇએ. હવે જે ગૃહસ્થનું ખુન થયું છે તે માણસ મોટો લક્ષાધિપતી છે, એટલે ત ગૃહસ્થ બદમાસો સાથે

વેર બાંધે એ વાત પણ સર્વથા અશક્યજ છે. અર્થાત આ કેસમાં ઘણે ભાગે તો એમજ બન્યું હોવું જોઇએ કે મરનાર શેઠને કોઇ ગૃહસ્થ જોડે કોઇપણ કારણસર વેર હોવું જોઇએ અને તે વૈરની પુરતી કરવાજ તેણે બદમાસો પાસે મરનાર ગૃહસ્થનું ખૂન કરાવ્યું હશે ! અથવા જો મારૂં તે અનુમાન ખોટું હોય તો આ ખૂન નહિ પણ આપઘાત હશે ! આમ અનુમાનપર આવતાંજ નિશાનાથ અને પેલો પોલિસ અધિકારી બન્ને બહાર આવ્યા અને જે સ્થળે પ્રથમ ઉપરોક્ત પોલીસ ઇન્સ્પેકટર બેસીને તપાસ ચલાવતો હતો ત્યાંજ બેઠા !



# પ્રકરણ:—૭ મું.

## ખૂની કોણ.



સગાં સ્નેહી સુમિત્રોના, પરસ્પર સ્નેહને તોડી,
અરે શકા ! જગત આખું, પલકભરમાં નચાવે છે !
પતિના હસ્તથી પત્ની-તણા કંઠો ચીરાવીને,
અરે શકા ! અધમજનને, ઘણી વેળા બચાવે છે !
ગરીબના શીરપરે ચોરી, વિના વાંકે ચઢવીને,
અરે શકા ! શ્રીમતોને, લુંટોના ધન પચાવે છે !"




શાનાથ અને પેલો પોલિસ અધિકારી ત્યાં આવીને બેઠા તેવોજ એક માણસ આવીને તેમની આગળ ઉભો રહ્યો, તેને નિહાળતાંજ નિશાનાથે પૂછ્યું, "કેમ શું કામ છે, ક્યાંથી આવે છે ?"

"એ આ બંગલાનો રક્ષક છે અને આજ માણુસે મને પ્રથમ ખુન થયાની ખબર આપી હતી. હવે તમારે જે માહીતી મેળવવી હોય તે આ માણુસ પાસે મેળવો. તે તમને જોઇતી માહીતી પૂરી પાડશે!" પોલીસ અધિકારીએ નિશાનાથને જવાબ આપ્યો અને તે માણુસને નિશાનાથની સામે બેસવાની સૂચના આપી. એ માણુસનું નામ વિઠ્ઠલ હતું અને તે બંગલામાં માળીનું કામ કરતો હતો. નિશાનાથે તેના પ્રત્યે એકવાર દૃષ્ટિપાત કર્યો અને તેને પુછ્યું.

"આ બંગલાના માલીકનું નામ શું!"

"રજનીચંદ્ર જાગીરદાર!"

"જેનું ખુન થયું છે તે જાગીરદારના શું સગા થાય!"

"સાહેબ! જાગીરદારનું પોતાનુંજ ખૂન થયું છે!"

"જાગીરદારનું પોતાનુંજ ખુન થયું છે એ તેં કેવી રીતે જાણ્યું! તેમનું ખૂન કરે એવો કોણ હોવો જોઇએ!"

"ખૂની કોણ છે તે તો હું જાણુતો નથી પણ ખુન મારા શેઠનુંજ થયુ હોવું જોઇએ એ બાબતમાં તો શંકા નથીજ.

"તને શેઠનું ખૂન થયાની કેવી રીતે ખબર પડી!"

"હું દરરોજના નિયમ પ્રમાણે સહવારે ઉઠયો અને ચહા તૈયાર કરીને તેમને આપવાને માટે શેઠ જે ઓરડામાં સુતા હતા તે ઓરડામાં ગયો પણ ત્યાં શેઠ મારી નજરે પડયા નહિ એટલે હું મારે બીજે કામે વળ્યો!"

"તુ અહીં બીજું શું કામ કરે છે!"

"હું બંગલામાં સાફસુફ કરવાનું કામ કરૂં છું તે પછી અહીંના ઝાડોને પાણી પાઇ બજારે જઇ શેઠને માટે હોટલમાંથી ભોજન લઇ

આવું છું, સાંઝે પાછી સાફસુફ ફરી પથારી પાથરી હું અહીંજ મારા ઓરડામાં સુઇ જાવું છું !"

"તારો ઓરડો ક્યાં છે !"

"દરવાજાની પાસેજ એક ઓરડાનું ઘર છે તે ! ત્યાંજ હું રહું છું. કારણ કે દરવાનનું કામ પણ મારેજ કરવાનું છે !"

"શેઠને તું ચહા આપવા ગયો પણ શેઠ ન મળ્યા એટલે તેં શું કર્યું !"

"પછી હું બીજા ઓરડા સાફસુફ કરવા ગયો !"

"તને ઓરડા સાફસુફ કરતા કેટલો સમય થયો !"

"આશરે વીસેક મિનીટ !"

"તે પછી તેં શું કર્યું !"

"હું ચહાનો કપ ગરમ કરીને ફરી શેઠના સુવાના ઓરડામાં ગયો પણ તે વખતે પણ ત્યાં શેઠ નહોતા, મેં એમ ધાર્યું કે તેમને નહાતાજ વાર લાગી હશે તેથી હું તેમને નહાવાના ઓરડામાં જોવા ગયો પણ મેં તે ઓરડો તો ઉઘાડોજ પડેલો જોયો એટલે ચહાનો કપ હાથમાં લઇ મેં શેઠને શોધવા માંડયા !"

"આમ કોઇવાર બનેલું ખરું વારૂ !"

"હા, ઘણી વેળાએ બને છે, કારણ કે મારા શેઠને નહાતા ઘણો વાર લાગે છે પણ આજે મેં નહાવાના ઓરડાનું બારણું ઉઘાડું જોયું એટલે શેઠને બધા ઓરડામાં શોધવા માંડયા ! પરંતુ કોઇપણ ઓરડામાં શેઠ મળ્યા નહિ ત્યારે છેવટે જે ઓરડામાં ફૂલનાં કુંડા ગોઠવેલા હતા તે ઓરડામાં હું જોવા ગયો !"

"તમે એ ઓરડામાં સૌથી છેલ્લા શા માટે ગયા !

"કારણ કે શેઠ સુવાને માટે તે ઓરડો કદાપી પણ વાપરતા નહોતા. તેમાં તો કોઇકજ વાર જઇ માત્ર ફુલના કુંડાઓ કેવી હાલતમાં છે, તેટલુંજ જોતા હતા એટલે તે ઓરડામાં શેઠ મળે એવો સંભવ ન હોવાથીજ હું તે ઓરડામાં ગયો નહિ !"

"ત્યારે એ ઓરડો આટલો બધો સુંદર શા માટે બનાવવામાં આવ્યો છે અને તેમાં પલંગ શાખ્યો છે તેનો શું ઉપયોગ કરવામાં આવે છે."

"રજાને દિવસે ગરમીની મોસમમાં શેઠ તે ઓરડામાં સુએ છે અને તેટલાજ માટે તે ઓરડો પણ તેમણે આટલો બધો સુંદર બનાવડાવ્યો છે. ! એ ઓરડામાં જતાંજ મારા પેટમાં ભયંકર ધ્રાસકો પડયો. મેં પલંગપર પાથરેલી ચાદર લોહીમાં ગળતી થએલી જોઇ અને તે પરથી છેક લોહીના ટીપાઓ નીચે પડેલા જણાતા હતા તે પણ મેં જોયા. મેં પાસે જઇને બરાબર ધ્યાન આપીને નિહાળ્યું તો મને જણાયું કે ખૂન કરીને ખૂનીઓ મારા શેઠનું માથું પણ કાપીને લઇ ગયા છે એટલે હું હેબકાઇ ગયો અને મારાથી બે ચાર તો ચિસો પણ પડી ગઇ ! હું તેવોજ ભયથી થરથરતો બ્હાર આવ્યો અને બહાર આવી બૂમ બૂમ કરવા લાગ્યો !"

"તારી બૂમ સાંભળીને અહીં કોણ કોણ દોડી આવ્યા હતા !"

"બંગલામાં મારા સિવાય બીજા ત્રણ નોકરો રહે છે તે બધા દોડી આવ્યા. મેં તેમને શેઠના ઓરડા તરફ આંગળી બતાવીને અંદર જઇને જોઇ આવવાને સૂચના આપી કારણ કે આ વખતે હું ઘણો ગભરાઇ ગએલો હતો અને મારાથી કાંઇપણ ઉચ્ચાર સરખોયે થતો નહોતો !

"આ બંગલામાં તારા શેઠ સિવાય બીજા કેટલા માણસો રહેછે !"

"બીજું કોઇ નહિ, શેઠ એકલાજ બંગલામાં રહે છે."

"તારા શેઠના લગ્ન થયા છે કે નહિ વારૂં !"

"તે સાહેબ! હું ચોક્કસ જાણતો નથી પણ ઘણેભાગે તેઓ કુંવારાજ છે!"

"તારા શેઠને અહીં મળવા માટે કોઇ આવતું હતું."

"ઘણીખરી વખત પુષ્કળ માણસો આવતા હતા!"

"તેઓ કોણ કોણ હતા શું ધંધો કરતા હતા અને ક્યાં રહેતાં હતા? તથા અહીં શા માટે આવતા હતા તે તું જાણે છે!"

"નાજી, તેઓ ક્યાં રહે છે અને શું કરે છે તે પણ હું જાણતો નથી અને અત્રે શા માટે આવતા હતા તેની પણ મને ખબર નથી માત્ર તેઓ વારંવાર અત્રે આવતા ત્યારે મારી દૃષ્ટિએ પડતા હતા!"

"વારૂં તું જે માણસોને અહીં આવતા જતા જાણતો હતો તેમાં કોઇ સ્ત્રીઓ આવતી હતી કે બધાજ પુરૂષો હતા!"

"બધા પુરૂષોજ હતા. માત્ર તેમાં એકજ સ્ત્રી હતી અને વારંવાર તે એક માણસ સાથે મારા શેઠને મળવા આવતી હતી!"

"વારૂં, જે માણસો અહીં આવતા હતા તેઓ રાત્રીના સમયે અહીંજ રહેતા હતા?"

"નહિ, રાત્રે કોઇપણ માણસને મેં અહીં રહેલાં જોયાં નથી. તેઓ બધા લગભગ આઠ દશ વાગે રાત્રિ થતાંજ પાછા ચાલ્યા જતા! રાતની વખતે તો મારા શેઠ સિવાય અહીં કોઇ પણ રહેતું નહોતું.

'તારા શેઠ શું ધંધો કરે છે!"

"તે મને ખબર નથી, પણ એટલી વાત હું જાણું છું કે કાસીમ બજારની એક મોટી ઓફિસમાં તે કાંઇ કામ કરે છે દરરોજ સહવારે દશ વાગે તેઓ અત્રેથી જમીને જાય છે અને સાંઝે પાંચ છ વાગે પાછા આવે છે તેમને કોઇ કોઇ સમયે ઘેર આવતા દસ દસ પણ થઇ જાય છે!"

"તેઓ ગાડીમાં જાય છે કે પગે ચાલતા!"

"સ્ટેશન સુધી તો ઘરની ગાડીમાંજ જાય છે, પછી સ્ટેશનથી કાસીમ બજારની ટીકીટ લઇ ટ્રેનમાં બેસી ઓફિસમાં જાય છે અને સાંઝે પાછા ટ્રેન મારફત સ્ટેશને આવી ઘરની ગાડીમાં બેસીનેજ ઘેર આવે છે. બંગલો અને ઓફિસ એ બે જગ્યા સિવાય તેઓ બીજી જગ્યાએ જતા નથી !"

"તું કહે છે કે શેઠના મિત્રો અહિં દિવસેજ તેમને મળવા આવતા હતા પણ તારા શેઠ તો દિવસે ઓફિસે જતા હતા ત્યારે તેમના મિત્રો અહીં શેઠની ગેરહાજરીમાં આવીને કોની તારી સાથે વાત કરતા !"

"ના, શેઠ ઓફિસે હોય તે વખતે તેઓ અત્રે આવતાજ નહિ પણ રજાને દિવસે અથવા આડે દહાડે જે વખતે શેઠ ઘેરે હોય ત્યારેજ તેઓ આવતા હતા, કેટલીકવાર શેઠ તેમની સાથે વિકટોરીઆમાં ફરવા પણ જતા. અને કેટલીકવાર શેઠના મિત્રો શેઠની સાથે અહીંજ જમતા પણ ખરા !"

'તારા શેઠને આટલા બધા મિત્રો મળવા આવે છે તેમાંથી તું કોઇને ઓળખી શકશે ! કોઇને ઘેરે તને મોકલ્યો હોય તો તારાથી જઇ શકાય કે નહિ વારૂં !"

"ના સાહેબ ! આંખે દેખવાથી હું તેમાંના ઘણાખરાને ઓળખી તો શકું પણ તેમાંથી એકનું પણ ઘર તો મે જોયું નથી."

'ઠીક છે; જા હમણા ચલ્યો જા. પાછો બોલાવું ત્યારે આવજે !"

નિશાનાથનો આટલો હુકમ થતાંજ તે માણુસ ત્યાંથી ચાલતો થયો. ગરીબ બિચારા વિઠ્ઠલને તો જાણે જમદેવની જાળમાંથી છૂટયા જેટલો આનંદ થવા લાગ્યો. માત્ર નિશાનાથજ ત્યાં પોતે મેળવેલી વિગત પરથી ખૂની કોણ હશે એ સંબંધમાં યોગ્ય અનુમાનો બાંધતો બેસી રહ્યો.



# પ્રકરણ:–૮ મું.

## વિચિત્ર પત્રો !

—✿—

નિશાનાથ ત્યાં બેઠા બેઠા અનેક અનુમાનો કરવા લાગ્યો, તે પાછો ઉઠયો અને જે ઓરડામાં શબ પડેલું હતું તે ઓરડાની બારીક તપાસ કરવા લાગ્યો. તેણે ત્યાં મૂકેલા બધા કબાટો ખોલી નાંખ્યા અને અંદરથી મળતી વસ્તુઓ બરાબર ધ્યાન પૂર્વક અવલોકવા લાગ્યો એટલામાં તેના હસ્તમાં એક કવર આવી ગયું. કવરની અંદરથી ચાર પાંચ પત્રો નીકળ્યા નિશાનાથ તે વાંચતાં વાંચતાં દિઙ્મૂઢ બની ગયો. એ બધા પત્રો એક સ્ત્રીના લખેલા હતા અને તેમાં એવી વિચિત્ર બાબતો દર્શાવેલી હતી કે તેથી ખૂનના ખૂનકેસનું કારસ્થાન કેટલું બધું વિશાળ છે તેની તેને કલ્પના આવવા લાગી. એ બધા પત્રોમાં એક પત્ર ઘણો અગત્યનો હોવાથી નિશાનાથે તેને પોતાની બેગમાં મુકી દીધો, એ પત્ર નીચે પ્રમાણે હતો !

"હું અત્રે ભયંકર કેદીની દશામાં પડેલી છું. શાળામાંથી બહાર જવા આવવાને મને બીલકુલ સમય પ્રાપ્ત થતો નથી, કારણ કે કાકાએ મને સખ્ત પહેરામાં રાખી છે અને તેઓ મારી સાથે હંમેશાં પોતાના એક ભૈયાને રાખે છે. મારા દુખની હવે અવધી થઇ છે. આ સંસારમાં મારો સગો માત્ર એક કનકભુષણ મારો બાપ છે તેજ છે! પણ કાકાએ તેને પણ કમાથી દુખી કરવામાં બાકી રાખ્યો નથી. જો કે મારા કાકાની ધારણા સર્વાંશે ફળીભૂત થઇ નથી, પણ તેઓ મારા

બાહને લાંબી મુદતની સજા અપાવી શકયા છે. કાકા મને એમ કહે છે કે તમે ખેટી સાક્ષી આપીનેજ મારા બાહને કેદમાં નખાવ્યો છે. વખત આવે મિત્રો પણ વૈરી થાય છે! મને તો કાંઇ સમજ પડતી નથી, હવે કોઇ જગ્યાએ ન્હાસી જવું એવો મારો વિચાર છે!"

લી૦ શશિમાલા.

આ પત્ર વાંચતાં નિશાનાથના મનમાં નવા નવા વિચારો ઉદ્‌ભવવા લાગ્યા. કનકભુષણને તેના કાકાએ સજા કરાવ્યાની વાત નિશાનાથે કાસીમબજારના સ્ટેશન પર સાંભળી હતી અને તેણે કનકભુષણને નજરે જોયો પણ હતો, આથી તેને સંપૂર્ણ ખાત્રી થઇ કે કનકભુષણને કેદ કરાવવામાં તેના કાકાનોજ હાથ હોવો જોઇએ. એટલામાં તેને બીજો પત્ર મળ્યો. તે પત્ર વાંચતાંજ નિશાનાથને એક પ્રકારનો અદ્‌ભુત આનંદ થયો.

"આજે તમોને હું આ છેલ્લોજ પત્ર લખું છું. મે મારા કાકાની પાસે તમારૂં ખુન કરવાની પ્રતિજ્ઞા કરી છે અને આજે તે કામ પાર પાડવાને માટે હું તમારા બંગલામાં આવવાની છું. મારે હાથેજ તમારૂ ખુન કરાવવું એવો મારા કાકાનો અતિશય આગ્રહ છે! આ પત્ર મે તમને જેમ તેમ ઉતાવળમાં લખી નાખ્યો છે!" શશિમાળા.

પ્રસ્તુત પત્ર નિશાનાથના હસ્તમાં આવતાં તેને આખો ખુન કેસ પકડવો સહેલો થઇ ગયો. કારણ કે શશિમાલાને તેના કાકાનો રજનીકાન્તનું ખુન કરવાનો અતિશય આગ્રહ હતો એ પરથી એમ સ્પષ્ટ જણાતુ હતું કે રજનીબાબુનું ખુન કરવામાં તેણેજ અગ્રભાગે કામ કરેલું હતું અને શશિમાળાના અથવા કોઇ બીજાના હસ્તે પણ કમલનયનના આગ્રહથીજ રજનીબાબુ માર્યો ગયો હતો. આ અનુમાનોપર આવતા તેણે ફરી વિઠ્ઠલને બોલાવ્યો અને તેને કહ્યુંઃ—

"વિઠ્ઠલ ! તારા શેઠના શબને આ ઓરડામાંથી આમ બહાર અજવાળામાં લઇ આવ અને આ ઓરડામાં સુવાડ."

વિઠ્ઠલ નિશાનાથનો હુકમ મળતાંજ તે ઓરડામાં ગયો અને પેલા શબને ઉચકી લાવવાને માટે તે પ્રયત્ન કરવા લાગ્યો, એટલામાં અચાનક તેની દ્રષ્ટ પેલા શબના હાથપર જતાં તે મોટેથી પોકારી ઉઠયો; "અરે આ તો મારા શેઠનું શબ નથી !"

"ત્યારે કોનું શબ છે ?" નિશાનાથે પ્રશ્ન કર્યો.

"તે કોણ જાણે; પણ મારા શેઠનું તો નથીજ."

"તારા શેઠનું નથી એમ શા ઉપરથી કહે છે ?"

"આ શબના જમણા હાથપર તલ છે, પણ મારા શેઠના આખા શરીર પર તેવી એકપણ નિશાની નહોતી. વળી હવે મને લાગે છે કે આ માણસનું શરીર પણ મારા શેઠ કરતા જરા વધારે શામળું છે."

"ત્યારે પહેલાં તે એમ શા માટે કહ્યું કે ખૂન મારા શેઠનુંજ થયું છે ?"

"તે વખતે સાહેબ ! મેં એ શબને બરાબર તપાસી જોયું ન હોતું. હું આ ખુન થયેલું જોતાજ ગભરાઇ ગયો હતો અને આ બંગલામાં મારા શેઠના સિવાય બીજું કોઇ રહેતું ન હોવાથી મારા શેઠનુંજ ખૂન થયું છે એમ મે ધારી લીધું હતું !

"હવે તને એમ ચોક્કસ લાગે છે કે તારા શેઠનું આ શબ નથી!"

"હા સાહેબ !"

"વિઠ્ઠલના મુખની આ વાત સાંભળતાંજ નિશાનાથની વિચાર તરંગાવલી ફરી ગઇ, રજનીકાન્ત બંગલાના માલિકનું જો આ શબ

નથી તો પછી એ શબ કોનું હોવું જોઇએ એ વિચાર તેના મગજમાં ઉદ્દભવ્યો, તેના પ્રથમના વિચારો ફરી ગયા અને પુનઃ તે સ્વગત કહેવા લાગ્યો, "કે આ વિઠ્ઠલના કહેવા પ્રમાણે જો પ્રસ્તુત શબ રજનીકાન્તનું નથી તો પછી આમ થયું હોવું જોઇએ કે બાણુકમલનયન જેણે રજનીકાન્તનું ખૂન કરવાને માટે ગોઠવણ કરી હતી તેની ખબર પડતા રજનીકાન્તે પોતાને હાથેજ પોતાના શત્રુનું ખુન કરી નાંખ્યું હશે અને તેમ થયા પછી તે અહીંથી ન્હાસીજ ગયો હોવા જોઇએ ! જો એમ હોય તો આ શબ બાણુકમલનયનનુંજ છે કે કેમ તેની સંપૂર્ણ ખાતરી કરવી બાકી રહી છે, તે દરમ્યાન અમે તે પ્રકારે રજનીબાબુને પણ પકડીને આપણા કબજામાં રાખી લેવો જોઇએ ! કારણ કે જો તેજ ખૂની હશે તો જેમ વધારે દિવસો જશે તેમ તે અહીંથી દૂર ન્હાસી જશે અને પછી તેને પકડવો મુશ્કેલ થઇ પડશે !" નિશાનાથ આટલુ બોલીને અટક્યો. પોલિસ ઇન્સ્પેકટરની સઘળી તપાસ પુરી થઇ હોવાથી તે પોતાનો રિપોર્ટ લઇ ચાલ્યો ગયો. પરતુ નિશાનાથ પોતાની ઓફિસે ન જતાં તેજ બંગલામાં સૂઇ રહ્યો.



તૈયાર છે. (ડ્રામેટીક) તૈયાર છે.

# દૈવી પોપટ યાને રાજ્ય ખટપટ. ભાગ ૧-૨

પ્રકાશક:—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. સુરત.



ઝાંઝર પ્રેસ-સુરત.] કીંમત ૧૨ આના.

# પ્રકરણ:—૭ મું.

## કાસીમ બજારમાં કેતુનો અવતાર.



બાં

જે દિવસે નિશાનાથ ઘણો જલદી ઉઠયો અને સ્ટેશન પરથી 'આર્યમિત્ર'નો નવો અંક મંગાવી તેમાંથી કાંઈ નવાજુની મળી આવે એમ સમજીને તેના પૃષ્ઠો પર દૃષ્ટિપાત કરવા લાગ્યો. એટલામાં તેની દૃષ્ટિ નીચે પ્રમાણેના એક ભયંકર વર્તમાન પર ગઇ!

"કાસીમ બજારમાં કેતુનો અવતાર!"

"ગઇ કાલે કાસીમબજારમાં આવેલા હેસ્ટિંગ્સરોડ પરના નં. ૨૦૧ વાળા મકાનમાં કમલનયન બાબુ નામના પ્રખ્યાત શ્રીમંત શેઠીઆનું ધડ વગરનું માથુ મળી આવ્યું છે! ધડ ક્યાં છે તેનો પત્તો નથી પોલીસ તપાસ ચાલુ છે."

આ સમાચારો વાંચતાંજ નિશાનાથના મનમાં આનંદની ભરતી આવી ગઇ. તેણે નિશ્ચય કરી લીધો કે જે દેહ ખુલનામાં આર્યભુવન બંગલામાંથી મળી આવી છે તે દેહ બીજા કોઇની નહિ પણ બાબુ કમલનયનનીજ હોવી જોઇએ અને તેનુંજ માથુ ખૂનીઓએ તેના બંગલામાં લઇ જઇને મુકયું હશે! પણ ત્યારે ખૂની કોણ હોવો જોઇએ! જો રજનીકાન્ત પોતેજ ખૂની હોય તો તે કમલનયનનું માથુ લઇને તેના બંગલામાં મૂકવા જાય એ પણ અશકય છે. આમ વિચાર કરતો કરતો તે સ્ટેશને આવ્યો અને ત્યાંથી પોલિસગેટ પર તાર આપ્યો. કે બાબુ કમલનયનના બંગલામાંથી જે મસ્તક મળી આવ્યુ છે તેને અને તેના બાકીના બધા નોકરોને એકદમ અહીં મોકલી દો."

આવો તાર કરીને તે પાછો બંગલામાં આવી રહ્યો. અલ્પ અવકાશમાંજ કાલીમબઝારથી ચાર પોલીસો તે માથું લઇને ત્યાં આવી હાજર થયા. નિશાનાથે ત્યાં પડેલા ધડની સાથે તે માથું બરાબર મૂક્યું અને પછી તેને કમલનયનના નોકરો પાસે તે શબ કોનું છે. એ ઓળખાવ્યું. તરતજ તે શબ કમલનયનનુંજ છે એ તેમણે ઓળખી કાઢયું તથા તેનું માથું પણ તેમના ધડ સાથે બરાબર મળી રહેતાં નિશાનાથનો રહ્યોસહ્યો સંશય પણ ટળી ગયો અને તેને ખાતરી થઇ કે ખૂન થયું છે એ વાત તો ખરી પણ તે રજનીકાન્તનું તો નથીજ વસ્તુત: રજનીકાન્તનું ખુન કરવાનું તરકટ રચનાર કમલનયન બાબુનુંજ છે. આ નિશ્ચય થતાંજ તેણે કમલનયન બાબુની દેહ જયાં આગળ મૂકી હતી ત્યાં બે સિપાઇઓનો પહેરો મૂકી દીધો અને પોતે કમલનયનના બે ચાકરોને સાથે લઇ જે ઓરડામાં ખૂન થયું હતું તે ઓરડામાં જઇને બેઠો. બંને નોકરો નિશાનાથની સામે ઉભા રહ્યા.

'તમે આ શેઠને ત્યાં કેટલા વર્ષથી નોકરી કરો છો ?" નિશાનાથે એક નોકરને પ્રશ્ન કર્યો.

"દશ વર્ષ થયા સાહેબ !"

"તમારૂં નામ ?" 'કાશીનાથ !'

"જો કાશીનાથ ! તું આ શેઠને ત્યાં દસ વર્ષ થયા ચાકરી કરે છે એટલે તું એના ઘરની બધી વાતો અવશ્ય જાણતો હશે. તારા શેઠ એક જાણીતા લુચ્ચા અને બદમાસ ગૃહસ્થ હતા તે બધી વાતની મને ખબર છે. તેમણે પોતાના ભત્રિજાને પણ વગર વાંકે કેદમાં નંખાવ્યાની વાત હું જાણું છું. તમારા શેઠની ભત્રિજી શશીબાલા તેને પણ હું

ઓળખું છું. ટુંકામાં તમારા ઘરની બધીજ બાબતોની મને માહીતી છે વળી એ તારા શેઠ મરણ પણ પામ્યા છે એટલે તેમની કોઇપણ વાત સંતાડવામાં તને હવે લાભ નથી; છતાંપણ જો તુ કોઇ વાત છુપાવવાનો પ્રયત્ન કરશે તો નક્કી જાણજે કે તું માર્યો જઇશ! માટે હું જે પુછું તેના સાચા જવાબો તું આપશે કે કેમ તેનો મને ઉત્તર આપ!" નિશાનાથે રૂવાબથી કહ્યું.

નિશાનાથના આ શબ્દો સાંભળી પહેલાં તો કાશીનાથ ગભરાઇ ગયો પણ પછી તેને જરા ધૈર્ય આવ્યું અને તેણે જવાબ આપ્યો:– "સાહેબ! હું શા માટે ખોટું બોલું, જેટલી વાતની મને ખબર હશે તેટલી બધી વાતો હું સાચેસાચીજ આપને કહી બતાવીશ.

"તારા શેઠના ભત્રિજા કનકભુષણ બાબુને જે કેસમાં સજા થઇ તે કેસમાં ફરીયાદી કોણ હતો?"

"મારા શેઠના નોકર શશીબાબુ!"

"શશીબાબુ ક્યા રહે છે!"

"અમારા ઘેરજ રહે છે તે પણ આપના બોલાવ્યાથી અહીંયા અમારી સાથેજ આવ્યા છે."

"શશીબાબા ક્યાં રહે છે તમારા બંગલામાં કે શાળામાં?"

"ના, શાળામાં નહિ અમારા બંગલામાંજ રહે છે."

"તું રજનીકાન્ત બાબુને કેટલા વર્ષથી ઓળખે છે?"

"ના સાહેબ! હું તો તેમને ઓળખતોજ નથી પણ અમારા શેઠ એક દિવસ એમ બોલતા હતા ખરા કે રજનીકાન્ત નામના કોઇ માણસેજ કનકભુષણના કેસમાં ખોટી સાક્ષી આપી તેને સજા કરાવી હતી."

"એ રજનીકાન્ત ક્યાં રહે છે અને શું ધધો કરે છે તેની તને ખબર છે?"

"નાજી બિલકુલ નહિ!"

તારા શેઠ ગઇ કાલે રાત્રે કંઇ બહાર ગયા હતા! અને ગયા હોય તો કેટલે વાગે, ક્યાં ગયા હતા!"

"રાત્રે નવેક વાગે બહાર ગયા હતા. ક્યાં ગયા હતા તે હું જાણતો નથી સાહેબ!"

"તેમની સાથે બીજા કોણ કોણ હતા?"

"કોઇ નહિ સાહેબ!"

"કેમ શેઠના મુનીમ શતીશચન્દ્ર તો હતાને, તેઓ તો રાત દિવસ શેઠની સાથે ને સાથેજ રહે છે!"

"તેઓ પણ શેઠ બહાર ગયા તે વખતે તો નહોતા પ છળથી શેઠની સાથે થયા હોય તો કોણ જાણે! વળી બંગલામાંથી તો શેઠ એકલાજ બહાર નીકળ્યા હતા.

"શેઠની પોતાની કેટલી ગાડી છે?"

"ચાર છે, એક શેઠ પોતે વાપરે છે. બીજી નોકરો માટે છે; ત્રીજી ગાડી ખાસ બૈરાઓ માટેજ વપરાય છે અને ચોથી ગાડી પડી રહે છે. તે કોઇકજ વાર ઉપયોગમાં આવે છે!"

"તેઓએ ગઇ કાલે બહાર જતી વખતે કઇ ગાડી વાપરી હતી?"

"ગઇ કાલે તેઓ ગાડીમાં નહોતા ગયા. થોડે સુધી પગે ચાલતાજ ગયા હતા અને પછી તેમણે ભાડુતી ગાડી કરી લીધી હતી."

"શેઠે તે ગાડીવાળાને ક્યાં ગાડી લઇ જવાનું કહ્યું હતું ?"

"ગાડીવાળાએ શેઠને પૂછયું કે ગાડી ક્યાં લઇ જાઉં ! તેના જવાબમાં શેઠે કહ્યું કે પહેલાં સામેજ તમારી ગાડી જવાદો પછી હું કહું છું ! શેઠના કહેવા પ્રમાણે ગાડી થોડો સમય સામે દોડી ગઇ પછી તે સ્ટેશન તરફ વળી જતી મેં જોઇ !"

"તારા શેઠ જો રાત્રે બહાર ગયા હતા તો પછી તેમનું માથું આ ઓરડામા ક્યાંથી આવું પડયું !"

"તે સાહેબ ! કેવી રીતે મને ખબર પડે ?"

"તમારા શેઠના બંગલાને મોટું કંપાઉન્ડ છે કે નહિ, અને હોય તો તેનો દરવાજો રાત્રે બંધ થતો નથી ?"

"હા, કમ્પાઉન્ડ છે અને તેના દરવાજા બંધ પણ થાય છે પરંતુ કાલે રાત્રે તે બંધ કરવામાં નહોતો આવ્યો કારણ કે શેઠ રાત્રે બહાર ગયા હતા તે પાછા ક્યારે આવશે તે કહી નહોતા ગયા એટલે દરવાજો ઉઘાડો હતો !

"તારા શેઠની પાસે બીજા કોણ કોણ માણસો આવે છે !"

"બે મુસલમાનો કોઇ કોઇ વાર મારા શેઠની પાસે આવતા હતા!"

"તેઓ વારંવાર આવતા કે કોઇકોઇ વારજ આવતા હતા અને આવીને શું વાતો કરતા !"

"તે સાહેબ મારાથી સંભળાયું નથી કારણ કે જ્યારે શેઠ તે મુસલમાનોની સાથે વાતો કરતા ત્યારે ત્યાં કોઇને પણ ઉભા રહેવાનો હુકમ નહોતો. અમને બધાને બહાર કાઢી મૂકવામાં આવતા હતા !"

"વારૂં એ મુસલમાનોને સૌથી પહેલાં તમારા બંગલામાં કોણ લઇ આવ્યું હતું ! તે તું જાણે છે !"

'અમારા શેઠના મુનીમ શતીશબાબુ પહેલવહેલા તેમને અમારા શેઠ પાસે લઇ આવ્યા હતા! પછી તો તેઓ ઘણીવાર એકલા પણ આવતા હતા !"

"તારા શેઠની ચાલચલગત કેવી હતી !"

"અમને તો સારી લાગતી હતી !"

"જા, તું ચાલ્યો જા શતીશબાબુને મારી પાસે મોકલી આપ !"

કાશીનાથ નિશાનાથને સલામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. અને તેણે પોતાના શેઠના મુનીમ શતીશબાબુને નિશાનાથની પાસે મોકલી દીધો. નિશાનાથની પાસે ખાલી પડેલી એક ખૂરશી લઇ શતીશબાબુ તેની સામે બેઠો.



# પ્રકરણઃ—૧૦ મું.

## ખૂની આજ છે ?



જગત આ છે અમર જાણી અધર્મી દુષ્ટ હૈયાના
મરણ મારૂં ન છે વિશ્વે, ગણી જુલ્મો વધારે છે.
પરંતુ પાપ ઘણુ મોટે, પુકારી સર્વને પડદો—
ચીરી દઇ, એ અધર્મિને હરિ અંતે વિદારે છે.
ઘડો ખાલી ન ઉભરાતો, પુરો તે થાય છે ત્યારે,
ન પળની વાર પાપો એ, જરૂર કષ્ટો નિવારે છે.

શતીશબાબુ જેવા નિશાનાથની પાસે આવીને બેઠા તેવોજ તેણે તેને પ્રશ્ન કર્યો, "જુઓ શતીશબાબુ ! તમારા શેઠના ખૂનનો પુરાવો મેળવવાને માટે મારે તમારી પાસે થોડીક વાતો જાણવી જરૂરની છે. તમો શેઠના આખા ગૃહના ભોમિયા છો અને બધી વાતો બરાબર જાણો પણ છો. જો તમે મારા સવાલોના સાચા જવાબો ન આપશો અને કાંઇ પણ બાતમી છુપાવવાનો પ્રયત્ન કરશો; તો જરૂર તમોને તમારા શેઠના ખુનનો નિકાલ થાય ત્યાં સુધી કેદ રાખવામાં આવશે !"

"મને શા માટે કેદ રાખવામાં આવશે, શું મારા શેઠનું ખૂન મેંજ મારા હાથે કર્યું છે; કે મારે કેદમાં રહેવું પડે !"

"તમે પોતે ખૂન નથી કર્યું પણ ખૂનના કામમાં મદદ કરી છે !"

"તદન ખોટી વાત !"

"એ વાતને પડતી રહેવા દો અને હું તમોને જે વાત પુછવા માગુ છું તેના સાચા ઉત્તર આપશો કે નહિ તેનીજ વાત કરો !"

"હું શા માટે સાચો જવાબ ન'હ દઉં ? તમારે જે પૂછવું હોય તે પૂછો મને જેટલી માહિતી હશે તેટલું સાચે સાચુ હું તમોને જણાવી દઇશ !"

"તમારી વાતચીત પરથી બિલકુલ એમ કહેવાને મને કોઇપણ જાતનો સંકોચ લાગતો નથી કે તમો હું જે સવાલો પુછીશ તેના ખરા જવાબો તો આપવા નથીંજ છતાં પણ હું મારા નિયમ પ્રમાણે તમોને પૂછીશ તો ખરોજ, પછી તમારે જે કહેવું હોય તે કહેજો ! બોલો તમે કનકભુષણને ઓળખો છો ?"

"હા સાહેબ !"

"તે કોણ છે વારૂં ?"

"મારા શેઠ કમલનયનનો તે ભત્રિજો થાય છે."

"હાલમાં કનકભુષણ ક્યાં છે ?"

"તે અત્યારે કારગૃહમાં સજા ભોગવે છે."

"કેમ વારૂં તેને કારાગૃહમાં કેમ જવું પડયું ?"

"કનકભુષણ મારૂં ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો અને તે માટે તેણે મારા શરીર ઉપર છરાના બે ત્રણ ઘા કરી અને સખ્ત ઘાયલ પણ કરી નાખ્યો હતો, તે દરમ્યાન મારી પેટી ભાંગી તેણે એક હજાર રૂપીઆની ચોરી કરી હતી આ બધા ગુન્હા માટે તેને કારાવાસ ભોગવવો પડયો છે."

"એ કેસમાં વાદી-ફરિયાદી તમે પોતે હતા ?

"હાજી."

"તમારા એ કામમાં રજનીકાન્ત જાગીરદારે સાક્ષી આપી હતી; તેને તમે ઓળખો છો ?"

"નાજી, હું તેમને ઓળખતો નથી."

"તેઓ ક્યાં રહે છે અને શું વેપાર કરે છે તેની તમોને માહિતી છે?"

"તેમનો ધંધો શું છે તેની મને કશી પણ માહિતી નથી પણ હું એટલું જાણું છું કે તેઓ આજ બંગલામાં રહેતા હતા.

"તમારા શેઠ આ બંગલામાં ક્યારે, કેવી રીતે અને શા માટે આવ્યા હતા ?"

"તેની મને ખબર નથી !"

"આજથી લગભગ આઠ દસ દિવસપર તમે જે બે મુસલમાનો ને તમારા શેઠની પાસે લઇ આવ્યા હતા તે મુસલમાનો ક્યાં રહે છે !"

"મેં આજ સુધી કોઇ પણ મુસલમાનોને મારા શેઠ પાસે લઇ જવાનું કામ કર્યું નથી અને એવા કોઇ મુસલમાનોને હું ઓળખતો પણ નથી !"

"તદન ખોટીવાત ! આજથી બરાબર આઠ દિવસ પહેલાં તેઓ તારા શેઠની પાસે આવ્યા હતા અને તેમણે અર્ધો કલાક સુધી ખોટી થઇને તારા શેઠની સાથે કાંઇક ખાનગીમાં વાત પણ કરી હતી."

"આ વાત સાવ બનાવટી છે ! મારા શેઠની પાસે આઠ દિવસ ઉપર કે તેની પહેલાં પણ કોઇ મુસલમાનો આવ્યા નથી કે તેમણે મારા શેઠની સાથે કાંઇ વાતચીત પણ નથી કરી."

"શાતીશબાબુ ! બહુ જુઠું બોલવામાં ગુન્હો છુપાતો નથી, પાપના કામો ગમે તેટલા છુપાવ્યા હોય તો પણ તે ફૂટયા વગર નહિંજ રહે ! માટે સાચું બોલી દો ! કે આ બાબતમાં તમે શું શું જાણો છો !"

"નથી આકાશનો ભાનુ સદાએ અભ્રમાં રહેતો,
કરો લાખો પ્રયત્નો તે છતાંએ તેજ આપે છે.
પ્રકાશી પાપ પૃથ્વીના જરૂર તેવી રીતે સમજો,
વિજય વિશ્વેશનો અંતે જગતમાં રોજ વ્યાપે છે.
ખરેખર પાપનો બદલો છુપાવ્યો ના, નથી છુપતો,
પ્રભુ રહી દૂર દુનીયાના બધાં દુષ્કર્મ માપે છે."

"સાહેબ ! મેં જે જોયું જાણ્યું છે તે આપને સાચેસાચુજ કહી દઉં છું !"

"કેમ તમેજ વારૂં પ્રથમ એ મુસલમાનોને તમારા શેઠ પાસે નહોતા લઇ આવ્યા !"

"હું મુસલમાનોને શેઠ પાસ શા માટે લઇ આવું !"

"તે તો તમારા શેઠ જાણે ને તમે જાણો ! પણ તે બદમાસો મારફત એવુંજ કોઇ નિંધ કામ કરાવવાને તમે તેને તમારા શેઠની પાસે લઇ આવ્યા હશો !"

"તદન ખોટી વાત છે. આપને આવું મારા કયા શત્રુએ ભેરવ્યું હશે વારૂં !"

"મને નજરે જોનારાએ સાચુંજ કહ્યુ છે, તે મને કોણે કહ્યું તેનું તમારે શું કામ ! તમે મને એજ બતાવી આપો કે એ મુસલમાનો કોણ છે અને કયાં રહે છે ?"

"મને એ બાબતની કાંઇજ માહીતી નથી !"

"તમારા શેઠની પાસે પુષ્કળ પૈસો છે !"

"એવો લોકવાયકા છે—લોકો એમ બોલે છે !"

"તેઓ કોના પૈસા લૂટી લૂટીને શ્રીમંત થયા !'

"તેના પોતાના પૈસાવડે, શ્રીમત થયા ! વળી લૂટવા કોને જાય ! મારા શેઠની સ્થિતી અસલથીજ ઘણી સારી છે ?"

"કેમ. તમારા શેઠના ભાઇનો પૈસો તમારા શેઠ પચાવી પડયા નથી !"

"તેમના ભાઇ કોણ ?"

"તે તમેજ જાણતા નથી ? તમારા શેઠના ભત્રિજા કનકબુપણના બાપ, તે તમારા શેઠના ભાઇ થાય !'

"હું તેમને ઓળખતો નથી !"

"તમારી શેઠની જે સ્થાવર જંગમ મિલ્કત છે તેમાં તમારા શેઠના ભાઇનો અરધો ભાગ છે એ વાત તો તમે જાણો છોને !"

"ના સાહેબ ! એ વાતની મને કશી પણ ખબર નથી !"

"તમે આ શેઠને ત્યાં મુનીમ તરીકે કેટલા વર્ષથી કામ કરો છો

"આશરે બારેક વર્ષથી !"

"બાર વર્ષ થયા તમે એકજ શેઠને ત્યાં મુનીમ તરીકે કામ કરો છો તે છતાં તમે જાણતા નથી કે તમારા શેઠના ભાગીદાર કોણ કોણ છે !"

"ના સાહેબ !"

"વારૂં ! તમારે જેટલું જુઠું બોલવું હોય તેટલું બોલો ! મારી ના નથી, પણ એટલી વાત તો તમે જાણો છોને કે શશીબાલા કયાં રહે છે !"

"તેની મને ખબર નથી !"

"તમારા શેઠની પાસે ઘણીખરી વખત કોણ કોણ માણસો આવતા જતા હતા અને તેઓ શા માટે આવતા હતા !"

"તેની મને ખબર નથી !"

"તમારા શેઠ બંગલામાજ આખું વર્ષ ગાળતા, કે બહારગામ જતા આવતા હતા.

"તેની મને ખબર નથી !"

"શતીશબાબુ ! તમે બધી વાતો જાણો છો એક પણ વાત તમારાથી અજાણી નથી પણ તમારૂં અંતઃકરણ પાપથી ભરેલું છે અને તેથીજ તમે તમારા લાભનું હોય કે ગેરલાભનું હોય તો પણ 'મને તેની ખબર નથી !" એમ કહી મને ઉડાવ્યા કરો છો. તમારે સાચું નથી બોલવું તો તમારી પાસે મારે બળાત્કારે સાચું નથીજ

બોલાવવું ! જાઓ તમારા શેઠ સાથે તમે પણ કરણી જેવા ફળ ભોગવો !" નિશાનાથે કંટાળી જઇને શતીશબાબુને ઉત્તર આપ્યો અને તે સાથેજ તેણે પોલિસોને એક ગુપ્ત સૂચના કરતાજ તેમણે શતીશ બાબુને કેદી બનાવી લીધો ! પોલિસો તેને લઇને જતા હતા તેમને ફરી નિશાનાથે ઉભા રાખ્યા અને કહ્યું, "જુઓ ! ખરેખરો ગુન્હેગાર અને ખુની આજ માણસ છે માટે તેને બરાબર સારા બંદોબસ્તમાં રાખજો !"

નિશાનાથનો હુકમ થતાંજ પોલિસોએ શતીશબાબુને કાચી જેલમાં રવાના કરી દીધો. નિશાનાથે પણ ત્યાંનું પોતાનું કાર્ય પૂર્ણ કરી લીધું અને ત્યાંના બધા નોકરોને તેણે બંગલો છોડી જવાની સખ્ત આજ્ઞા કરી, બંગલા પર પોલિસોનો પહેરો મૂકી દીધો અને પોતાની રજા સિવાય કોઇપણ માણસને બંગલાથી બહાર અથવા અંદર ન જવા દેવાનો હુકમ આપી તે તરતજ ત્યાં કાસીમ બજારની ટ્રેનમાં રવાના થઇ ગયો.



# પ્રકરણ:—૧૧ મું.

## શશીબાલા.

સકળ સંસારમાં સત્તા, સતીની છે વડી સૌથી,
અચલ અબલા તણી દેહને, પ્રભુ પોતે ઉગારે છે.

જુલમ કલ્લાદના તોડી, ભયંકર પ્હાડને ફોડી,
નદી પાષાણમાં છોડી, ઓઓને દેવ તારે છે.

ન જેનો કોઇ છે બેલી, પિતા તેનો પ્રભુ પોતે,
ન રાખો ક્લેશ ભય હવે, હરિ દુઃખો નિવારે છે.

નિશાનાથ કાસીમબજારના સ્ટેશને ઉતર્યો તેવોજ તે પોતાને ઘેર ગયો અને ભોજન લઇ વિશ્રાંતી માટે જરા નિદ્રાધીન થયો. પરંતુ તેને નિદ્રા આવી નહિ કારણ કે તેનું ચિત્ત ખૂનનાખુનકેસમાં એટલુ બધું પરોવાયેલુ હતું કે તે સિવય તેને બીજું કાંઇ દ ષ્ટગેચર થતુજ નહેતું. ઉંઘ અને આહાર પણ તે ભુલી ગયો હતો તેણે તરતજ ઉઠીને કપડાં પહેર્યાં અને બાબુ કમલનયનનુ ઘેર પુછતો તેને ગૃહે ગયો. આ વખતે કમલનયન બાબુના બંગલાના દિવાનખાનામાં તેનો નોકર કાશીનાથ એકલોજ નિદ્રા લઇ રહ્યો હતો. નિશાનાથના પગરવથી તે જાગૃત થઇ ગયો, તેણે તેને સલામ કરી અને કહ્યું, "આવો સાહેબ."

"કાશીનાથ ! જરા આમ મારી પાસે આવ !" નિશાનાથે તેને પોતાની પાસે બોલાવવાના ઉદ્દેશથી ઉપરોક્ત વચનોનો ઉચ્ચાર કર્યો. અને તે તેને લઇને દિવાનખાનામાં આવીને બેઠો. કાશીનાથને પોતાની સામે સ્વસ્થ ચિત્તે બેઠેલો નિહાળી નિશાનાથે તેને કહ્યું, " કાશીનાથ ! આ તારા શેઠનું માથું બંગલામાં સૌથી પહેલા કોને મળી આવ્યું હતું ? અને ક્યાંથી મળી આવ્યું તે તું જાણે છે ?"

" દિવાનખાનામા મૂકેલા ટેબલભાથી તે મનેજ મળી આવ્યું હતું સાહેબ !"

"તું દિવાનખાનામાં શા માટે ગયો હતો ?"

"હું શેઠનું દિવાનખાનું સાફ કરવાનું કામ કરૂં છું તે પ્રમાણે સાફ કરવાને માટે ગયો હતો ત્યાં એકાએક મારી દૃષ્ટિ તે માથાપર પડી."

"દિવાનખાનાને તાળું મારવામાં નથી આવતું !"

"ના સાહેબ. તે હંમેશાં ખુલ્લુંજ રાખવામાં આવે છે."

"શશીબાલા બ્હેન ક્યાં છે, તેમને જરા બોલાવી લાવો !" નિશાનાથની આ આજ્ઞા સાભળતાંજ કાશીનાથ ઘરમાં ગયો અને થોડીવાર રહી પાછો બહાર આવીને તેને કહેવા લાગ્યો, " મહાશય ! પધારો અંદર, શશીબાલા બ્હેન અંદરજ બિરાજ્યા છે તે આપને ત્યાંજ બોલાવે છે ચાલો મારી સાથે !

"ચાલો !" એમ કહી તે ગૃહના અંદરના ભાગમાં આવેલા આરસ પાષાણ યુક્ત ઓરડામાં કાશીનાથની સાથે આવીને બેઠો, તે ત્યા બેઠો કે તરતજ ઓરડાનું પૂર્વદ્વાર ખુલી ગયું અને કાશીનાથે તેને એ બારણાની પાસે એક ખુરશી મૂકી આપીને કહ્યું, " સાહેબ ! અહીં બેસો, અંદર

શશીબાલાબ્હેન બેઠા છે તે આપને જોઈતી બધી માહીતી પુરી પાડી શકશે !" નિશાનાથને આ વખતે શશીબાલાના પ્રત્યક્ષ દર્શન થઇ શકયા નહિ કારણ કે શશીબાલા જે ઓરડામાં બેઠી હતી. તે ઓરડાના બારણા પર એકતચિનાઇ સાદડીનો પડદો ટાંગેલો હતો. નિશાનાથે બ્હાર બેઠા બેઠા જરા મોટે અવાજે પ્રશ્ન કર્યો, "બ્હેન ! મારે તમારી પાસે તમારા કાકાના ખુનના સંબંધમાં યોગ્ય માહિતી મેળવવી છે અને તે માટે તમોને થોડાક ઉપયોગી પ્રશ્નો પૂછવા છે તમે મને તેના જવાબો આપશોને !"

"હા, મને જેટલી માહિતી હશે તેટલી આપને જણાવી દઇશ !"

"આ ઓરડામાં તમે એકલાજ રહો છો કે બીજા પણ કોઇ માણસો છે !"

'મારાં કાકી અને તેની બે દાસીઓ તથા અમારો ભૈયો કાશી ચરણ એટલા આ ઓરડામાં રહે છે !" શશિબાલા બોલી.

શશિબાલાનો આ ઉત્તર શ્રવણ કરતાંજ નિશાનાથની ખાત્રી થઇ ગઇ કે શશિબાલા અત્રે એક કેદી જેવીજ દશા ભોગવે છે માટે આવી સ્થિતિમાં તેને કંઇ પણ સવાલો પૂછવાથી તે તેની ખરી બાતમી પુરી પાડે એ સંભવિત નથી શશિબાલાની કાકી તથા દાસીઓ તેને સાચી હકીકત બોલવા દેશે નહિ, એ ચોકકસ છે માટે ગમે તે પ્રકારે શશી બાલાને અહીંથી ખસેડવા પછીજ તેને મારે જે પૂછવા છે તે સવાલો પૂછવા જોઇએ. કારણ કે પરાધીન દશામાં તેની પાસે કાંઇ પણ આશા રાખવી તે મિથ્યા છે !"

પુરાયા પિંજરે સિંહો, તડુકતા વાઘ ને ચિત્તા,
પરાધીન થૈ અજા સામે, જુઓ ! મસ્તિક નમાવે છે.

ન કિંમત પાઈની તેના, સ્વિકારી શીર પરે શબ્દો,
પરાધીનતા થકી લોકો, બધા કષ્ટો ઉઠાવે છે.
ગુલામી ધૂળ આ જગની સ્વસત્તા સ્વર્ગની મિલ્કત,
થવા સ્વાધિન પણ પોતે સ્વકાયાને ગુમાવે છે !"

આવો વિચાર પોતાના મનમાં આવતાંજ નિશાનાથે તેને કહ્યું "શશીમાલા ! તમે જે શાળામાં અભ્યાસ કરો છો તે શાળામાં ગઇ કાલે અચાનક મારે કામ સરજવુ પડ્યું હતું તમારી શાળાના લેડી સુપ્રિન્ટેન્ડન્ટને અને મને ઘણો સમય થયા સારી ઓળખાણ છે, તેમણે મારી સાથે તમોને એક સંદેશો કહેવડાવ્યો છે અને તે હું તમોને કહેવાનેજ ખાસ અત્રે આવ્યો છું. ! તેમણે તમને એવો સંદેશો પાઠવ્યો છે કે તમારા કાકા મરણ પામવાથી તમને તેની ઘણીજ દિલગીરી થતી હશે અને તેથી તમારૂં ચિત્ત ઉદાસ રહતુંજ હશે પરંતુ એવી ઉદાસીનતા રાખવાથી મરણ પામેલુ મનુષ્ય કાંઇ આ સંસારમાં પાછું આવતું નથી, માટે તમો શોક કરવો મુકી દઇ બેચાર દિવસ શાળાના મકાનમાં લેડી. સુપ્રીન્ટેન્ડન્ટની સાથે જઇને રહો કે તમારા આત્માને જરા આનંદ મળે ! તેટલા માટે આજે સાંઝે તેઓ પોતાની સ્કુલની ગાડી અત્રે મોકલશે તેમાં બેસીને તમે શાળામાં જજો !"

આ સંભળીને શશીબાળા પોતાને દુઃખનો જાણે સખ્ત આઘાત થયો હોય તેમ આર્તનાદ કરતી કહેવા લાગી, "સાહેબ ! આપનું કહેવું ખરૂં છે પણ આવ દુખી વખતમાં મારા સગાં માતા જેવા કાકીને એકલા મૂકીને હું બહાર જાઉં એ ઠીક નથી, છતાં અમારા લેડી સુપ્રીન્ટેન્ડન્ટ નો સંદેશો પણ મારાથી મિથ્યા કરી શકાય એમ નથીજ એટલે હું

૬ ત્રિ. માસ.
ગ્રંથ.

# લાલનો એક્કો!

ડિટેક્ટીવ
નવલકથા.

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ–સુરત.



માલીકઃ-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

શંકર પ્રેસ સુરત.] કિંમત આઠ આના.

તેમની ગાડી જો અત્રે આવશે તો જરૂર ત્યાં જઇ બેચાર દિવસ રહી પાછી આવીશ!"

નિશાનાથ તેનો આ પ્રમાણેનો ઉત્તર સાંભળી તરતજ બહાર ગયો, તેણે એક વિક્ટોરીયા ભાડે કરી તે શશિબાલાને લેવા માટે કમલનયનબાબુને ત્યાં વિદાય કરી તથા તેજ સમયે પોતે પણ ત્યાં પાછો હાજર થયો. તેણે શશીબાલાને કહ્યું, "શશીબાલા! ચાલો તૈયાર થાઓ, તમારે માટે ગાડી આવીને ખોટી થાય છે!"

નિશાનાથના આ શબ્દો સાંભળતાંજ શશિબાલાએ પોતાના નવા વસ્ત્રો પહેરી લીધા, તેના નાનીએ તેને બહાર ન જવા દેવા માટે ઘણી માથાફોડ કરી, પુષ્કળ પ્રયત્નો કર્યાં પણ નિશાનાથ ત્યાં હાજર હોવાથી તેનું કશું પણ જોર ચાલ્યુ નહિ અંતે શશીબાલા ગાડીમાં બેસીને પોતાની શાળા તરફ રવાના થઇ. નિશાનાથ પણ તેની પાછળજ શાળામાં ગયો, તેણે શશીબાલા આગળ આ બધો ભેદ ખુલ્લો કરી દીધો અને પછી તેણે શશિબાલાને કહ્યું કે, 'શશીબાલા! તમારી પાસે રજનીકાન્ત જાગીરદારના ઓફિસનું ઠેકાણું છે તે મને આપો કારણ કે મારે હમણાંને હમણાંજ તેમને મળવું છે! તેટલી વાર તમે અહીંજ વિશ્રાંતી લો, ત્યાંથી પાછો ફરીને હું અત્રે આવીશ ત્યારે તમારી પાસે જે મારે થોડી ઘણી બાતમી મેળવવી છે તે પણ જાણી લઇશ, હવે કદાચ તમારી કાકી તમોને બોલાવવા માટે ગાડી મોકલે તો પણ તમારે ત્યાં જવું નહિ, મારા આવ્યા સુધી અહીંજ તમારો મુકામ રાખજો!"

'વારૂં', પણ તમે જલદી આવજો!' શશીબાલાએ ઉત્તર આપ્યો અને તે સાથે તેણે રજનીકાન્તની ઓફિસનું ઠેકાણું પણ લખી આપ્યું



# પ્રકરણ:—૧૨ મું.

## રજનીબાબુજ ખૂની છે ?





જે દિવસે નિશાનાથ પ્રાતઃકાળમાં ઉઠીને શશીબાલાએ આપેલા એડ્રેસને આધારે રજનીકુમારની ઓફિસે જવાને તત્પર થયો. તે પોતાના ઘરથી બહાર નીકળી ફુટપાથપર કોઈ ભાડુતી ગાડીની શોધમાં ઉભો હતો એટલામાં તેનો મિત્ર સુધાકર જેણે પ્રથમ કાસીમબજારમાં ખુન થયાના તેને સમાચાર આપ્યા હતા તેજ ગાડીમાં બેસીને જતો તેને માલમ પડયો. નિશાનાથ પણ તેજ ગાડીમાં બેસી ગયો ગાડીમાં બેઠા પછી નિશાનાથે સુધાકરને પુછ્યું. "સુધાકર તમારે ક્યાં જવું છે !"

"મારે રજનીકુમાર જાગીરદાર નામના માણસને શોધી કાઢવો છે !"

"તેને તમારે કાંઈ ઓળખાણ છે."

'ના અમારે ઓળખાણ અથવા સ્નેહ જેવું તો કાંઈ નથી પણ એક ખાનગી કારણસર મારે તેનો પત્તો મેળવવો છે !"

"મારે પણ અત્યારે તેનોજ પત્તો મેળવીને તેને શોધી કાઢવો છે !"

'ત્યારે તમોને રજનીકુમાર જાગીરદારનું ઠેકાણું તો ખબર હશેજ!"

"હા, પણ તમે તેની શોધ કરો છો તેનું શું કારણ ? તમે તેને કેટલા દિવસથી શોધો છો, તમને તેનો કોઈ જગ્યાએ પતો મળ્યો ખરો કે નહિ ?"

"ના; મેં તો ઘણી ઓફિસો શોધી નાખી પરંતુ તે હજી સુધી મને મળ્યો નથી, હું ખાઈ પીને એજ કામની પાછળ મંડયો છું. છતાં પણ એ માણસનો કોઈ જગ્યાએ પત્તો મેળવી શકયો નથી!"

"તમોને એની એટલી બધી શોધ કરવાનું કાંઇ કારણ વારૂં !"

"મને એ માણુસને શોધી કાઢવાથી સારો લાભ થાય એવો સંભવ છે !"

"તે શી રીતે !"

"વાત એમ બની છે કે દિનાજપુરમાં રામનારાયણ નામનો ઝવેરી થોડા દિવસપર મરણ પામ્યો છે. એ ઝવેરીને બીજાં કોઇ સગાંવહાલાં નથી માત્ર તેમનો દૂરનો સગો રજનીકુમાર જાગીરદારજ એકલો જીવે છે અને તે ઝવેરી પોતાની મિલ્કત બધી વિલ કરીને રજનીબાબુને સોંપી ગયો છે. રામનારાયણ ઝવેરીના વકીલ તે મારા મિત્ર થાય છે અને તેમની મારફત મને આ કામ મળેલું છે."

"દીનાજપુરના વકીલે રજનીકુમારનું કાંઇ ઠેકાણું આપ્યું નથી !"

"ના, તેણે તો માત્ર એટલુંજ જણાવ્યું છે કે કાસીમ બજારની કોઇ વેપારી પેઢીની સાથે તે સબંધ ધરાવે છે તે સિવાય બીજી કોઇ પણ જાતની માહિતી તેણે આપી નથી !"

"એ વીલથી રજનીકુમારને આસરે કેટલી મિલ્કત મળે એમ છે!"

"આસરે દસ બાર લાખની !"

"હું ધારૂં છું કે તમને આજુબાજુની કોઇ વાતની ખબર નથી!"

"કેમ વારૂં, એમ શા પરથી કહો છો !"

"તમે વર્તમાનપત્રોમાં નથી વાંચ્યું કે ખુલના આર્યભુવન મહેલમાં રજનીકુમાર નામના કોઇ માણસનું ખુન થયું છે !"

'મેં બે ત્રણ દહાડાપર વાંચ્યું હતુ !"

"ત્યારે તમે શું જોઇને એ માણસની શોધ કરવા નીકળી પડયા

"હું જેને શોધું છું તે રજનીકુમાર અને જેનું ખૂન થયું તે રજનીકુમાર એકજ છે એમ માનવાને કશું કારણ છે ?"

"તે તમારે વિચારી જોવું જોઇએ !"

"જો એ માણસ એકજ હોય અને રજનીકુમારનું ખૂનજ થયું હોય તો પછી તમે પણ તેજ માણસની શોધમાં ફરો છો એ શું !"

"પહેલાં મારી ધારણા એમ હતી ખરી કે રજનીકુમારનું ખુન થયું છે પણ પાછળથી ઘણી તપાસને અંતે મને એમ માલમ પડયું છે કે રજનીકુમારનું ખુન થયુ નથી પણ તેનાજ બંગલામાં કોઇ બીજાજ માણસનું ખુન થએલુ છે અને તેવી સ્થિતિમાં તે પોતે ગૂમ થઇ ગયો છે !"

"ત્યારે શું તે માણસનો ખૂની રજનીકુમાર છે એમ તમે ધારો છો.

"તે હું આજથી કાંઇ કહી શકતો નથી મેં મહાપ્રયત્ને રજની-બાબુની ઓફિસનું સરનામું મેળવ્યું છે. એ સરનામે જો તે મળશે તો તેની પાસેથી પ્રસ્તુત ખૂનના સંબંધમાં ઘણી ખરી માહિતી મળવા પામશે.

"જો તેજ ખૂની હશે તો પછી તે પોતાની ઓફિસમાં મળવોજ મુશ્કેલ છે અને તેમજ હોય તો મારે તેને વારસાની હકીકત કહેવા ક્યાંથી શોધી કઢવો એ પ્રશ્ન છે."

"તેણે ખૂન કર્યુંજ હોય તો પછી તેને વારસો મેળવવાની દરકાર પણ શું !

મરણુ કાંઠે ઉભેલાને જગતના દ્રવ્ય, માયાની,
ન પરવા થાક શત્રુનો બન્યો જે મોતમાં ઘેલો.

જુલમની શી પછી ચિંતા અને ઉપયોગ શો ધનનો,
જવાનો વિશ્વ આ છોડી થવા જમ દેવનો ચેલો.
ખુટયા અભિલાષ અંતરના નિધન નિશ્ચિંત થયા કેડે,
સુની દુનીયા! પછી તેને પ્રભુનો માર્ગ છે રહેલો!"

"તેને ઉપયોગ થાઓ કે ન થાઓ પણ જો મારે હાથે આ કામ પાર પડી જશે તો મને મારી ફીની રકમ તો મળીજ જશે. વળી ખૂન કર્યા છતાં એ પૈસાના જોરથીજ તે પોતાનો બચાવ પણ કરી શકશે અને કદાચ ફાંસીએ જતો બચી જશે. એ બધું કાંઈ પૈસાની સ્હાયતા વિના થતું નથી.!

અજબ સંસાર આ તેમાં બધે ઉપયોગ પેસાનો
સુખો સગળા જરૂર જનને સદાએ દ્રવ્ય આપે છે.
ગરીબોની જુઓ! કાયા રખડતા રાહ પાયણો-
ગણી ધનવાન દુનીયાના વચન તેના ઉથાપે છે!
શ્રીમંતાઈ સરસ સહુથી વિભાકરની વિભુતીએ,
ધનીકના દ્વારમાં ઇશ્વર સ્વચરણોનેય સ્થાપે છે!"

નિશાનાથની ગાડી આ વાતચીત ચાલતી હતી તેટલામાં જે ઠેકાણે રજનીચંદ્રની ઓફિસ હતી ત્યાં આવી પહેચી એટલામાં અચાનક તેની ઓફિસમાંથી એક માણુસ બહાર આવતો દેખાયો. નિશાનાથે તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું; "આ મકાન અને ઓફિસ શાની છે! અને તેનો માલીક કોણ છે!"

"આ એક મોટી બેંક છે સાહેબ! અને રજનીકુમાર જામીદાર તેના માલીક છે, સરરોબર્ટ સ્વેલ્સ નામના અંગ્રેજ ગૃહસ્થ સાથે તેમણે મળી ને એ બેંક ઉઘાડી છે!"

"રજનીકુમાર અત્યારે ક્યાં છે ?"

"તેઓ ચેમ્બરમાં બેસીને પોતાનું કામ કરે છે !"

"તેમને ખબર આપો કે બે ગૃહસ્થો તમને મળવા આવ્યા છે તેમાં એક પોલિસ અધિકારી છે અને બીજા વકીલ છે !"

નિશાનાથનો આ સંદેશો લઇ પેલો કલાર્ક તરત અંદર ચાલ્યો ગયો

## પ્રકરણ:-૧૩ મું.

### તમે ફાંસીએ જશો!

-(०)-



શાનાથે જે કલાર્ક સાથે અંદર સંદેશો મોકલ્યો હતો તે માણસ ક્ષણાર્ધમાં પાછો આવ્યો અને તેને ઉદ્દેશી ને કહેવા લાગ્યો, "પધારો મહાશય! સાહેબ બોલાવે છે ચેમ્બરમાં."

રજનીકુમારનો આ ઉત્તર સાંભળી નિશાનાથને વિલક્ષણ આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ. તેને લાગ્યું કે જો રજની-કુમાર ખુની હોત તો તેણે પોલિસ અધિકારી મળવા આવે છે એ શબ્દો સાંભળતાંજ પોતાનો માર્ગ લીધો હોત અથવા તેમ ન કરતા પેલા માણસ સાથે ના કહેવડાવી હોત કે શેઠ ઓફિસમાં નથી; પરંતુ તેણે પ્રત્યક્ષ મને મળવા ઇચ્છા દર્શાવી છે એ પરથી રજનીકુમાર ખૂની હોય એમ ધારવું પણ શંકા ભરેલું તો છેજ!"

નિશાનાથ અને સુધાકર બંન્ને નીચે ઉતર્યા અને તેઓ તરતજ અંદર ગયા એક ભવ્ય મહાલયના એક સુંદર ઓરડામાં રજનીકુમાર બેસીને કામ કરતો હતો અને તે ઓરડાને બારણે બે ચપરાશીઓ બેઠા હતા. નિશાનાથને જોતાજ તે ચપરાશીઓ ઉભા થઇ ગયા. નિશાનાથ અને સુધાકર બન્ને અંદર ગયા અને ત્યાં ટેબલ પર જે માણસ લખતો હતો તે માણસની પાસેજ જઇ ખુરસી પર બેઠા થોડીવારમાં પેલા માણસે પોતાની કલમ નીચે મુકી દીધી અને નિશાનાથને ઉદ્દેશીને કહ્યું:–

"આપ ક્યાંથી અને શા કામ માટે પધારો છો?"

"અમારે આ બેંકના ડીરેક્ટર અથવા માલિક જાગીરદાર રજની-કુમારને મળવું છે!"

"હું પોતેજ રજનીકુમાર જાગીરદાર છું! ફરમાવો આપની શી આજ્ઞા છે?" તે ગૃહસ્થે રજનીકુમાર તરીકે પોતાનેજ ઓળખાવતાં પ્રસ્તુત શબ્દોનો ઉચ્ચાર કર્યો તેણે રજનીકુમાર તરીકે પોતાનેજ ઓળખાવ્યો તે સમયે તેના મુખપર શોક કે ભયની કાંઇ રેખાઓ આવે છે કે કેમ ને જોવા નિશાનાથ તેના મુખ પર ટીકી ટીકીને જોવા લાગ્યો પરંતુ તેના મોઢા પર કાંઇપણ ફેરફાર થતો હોય તેમ તેને જણાયું ન હ; તેની વિશાળ પ્રતિભા સંપન્ન મુખમુદ્રા તેવીજ કાયમ રહી આ જોઇ નિશાનાથે તેને કહ્યું, "સાહેબ! અમારે બન્નેને જુદાજુદા કામો છે, પરંતુ મારૂ કામ ઘણું અગત્યનું હોવાથી હું આપની સાથે પાછળથી વાત કરીશ આપ પહેલાં આ વકીલ સાહેબ જોડે વાત કરી લો! વળી અમનું કામ પણ એવું છે કે જે સાંભળતાંજ તમો તેને મોટી વધામણી આપી દેવા સિવાય રહેશો નહિ, આમ હોવાથી મારી વાત હું પ્રસ્તુત સમયે કરતો નથી!"

"એવી આપની પાસે કંઇ ખબર છે વારૂં ! રજનીકાન્તે પ્રશ્ન કર્યો

"રામ નારાયણ ઝવેરી આપના શું સગા થાય છે !"

"તેઓ મારા પિત્રાઇ કાકા થાય છે સાહેબ !"

"એ તમારા પિત્રાઈ કાકા દિનાજપુરમાં મરણ પામ્યા છે અને તેમણે વીલ કરી પોતાની બધી મિલ્કતના વારસદાર આપને ઠરાવ્યા છે. જુઓ આ પત્ર વાંચી જુઓ !" એમ કહી પેલા વકીલે એક કાગળ ખીસામાંથી બ્હાર કાઢી રજનીબાબુના હાથમાં મુક્યો, તેણે તે સાદ્યંત વાંચી જોયો અને પછી તેને ટેબલપર મુકી દેતા કહ્યું, "ઠીક છે..."

તે આગળ બોલે તે અગાઉજ વકીલે તેમને પ્રશ્ન કર્યો, "મહાશય ! આપ શું આપના એ સ્નેહીને ઓળખતા નથી !"

"હું મારા જીવનમાં માત્ર બે વારજ તેમને ત્યાં ગયો હતો કારણ કે તેમનો પુત્ર જ્યાં સુધી સંસારમાં વિદ્યમાન હતો ત્યાંસુધી અમારા ઉભયના હૃદયમાં જરા ખટરાગ હતો અને તેથી અમો પરસ્પર એક બીજાને ત્યાં જતા ન હોતા. પણ તેમના મરણ કેડે રામનારાયણ એકવાર માંદા પડયા અને તેમણે મને તાર કરી બોલાવ્યો. ત્યારે હું તેમને ત્યાં ગયો હતો અને ગયે વર્ષે બેંકની શાખા ત્યાં ઉઘડી ત્યારે મારે ત્યાં જવું પડયુ હતું વારૂં હવે મારે આ સબંધમાં શુ કરવું પડશે !"

"તમારે અત્યારે બધું છોડીને એકવાર દિનાજપુર જઇ તમારી મિલ્કતનો કબજો લેવો જોઇએ !" સુધાકરે ઉત્તર આપ્યો, તે પછી આમ તેમની કેટલીક વાતો થતા કેડે તે રજનીબાબુ ની રજા લઇ ત્યાંથી વિદાય થઇ ગયો. વકીલ ચાલ્યો ગયો એટલે રજની અને નિશાનાથ

એકલા પડયા. થોડીવાર બન્ને સ્તબ્ધ થૈ બેસી રહ્યા. અંતે નિશાનાથે રજનીને ઉદ્દેશીને કહ્યું, "બી રજની ! તમારા ઉપર એક ભયંકર આરોપ છે અને તે માટે હું તમોને પકડવા આવ્યો છું !"

"મારાપર ! મારાપર કયો એવો ભયંકર આરોપ છે વારૂં !"

"તમારા બંગલામાં કાસીમ બજારના જાણીતા વેપારી શેઠ કમલનયનબાબુનું ખૂન થયું છે. અને તમો તેનું ખૂન કરી નહાસી ગયા છો એ આરોપ તમારા ઉપર લાગુ પડે છે !"

"મેં આજે ચાર પાંચ દિવસ થયા મારા એ બંગલામાં પગ પણ મૂકયો નથી, પછી મારે હાથે ખૂન થાય એ વાત સંભવિત નથીજ !

"એ વાત ચોકકસ બને એવી છે; કારણ કે જે દિવસે તમારા બંગલામાં ખૂન થયું તે દિવસે રાતે દસ વાગ્યા સુધી તમે એ બંગલામાં હતા અને પછી અચાનક ત્યાંથી ન્હાસી કાસીમબજાર આવી રહ્યા; એ પરથી ખૂની તમેજ છો એ સાબીત થાય છે."

"હું તો સહેબ ! આ ખૂનના સંબંધમાં કશુંએ જાણતો નથી ! તમે કહોછો તે વાત ખરી છે અને તે પરથી કોઇપણ માણસ ખૂન મેંજ કર્યું હશે એવી કલ્પના કરી શકે એ પણ નકકી વાત છે પરંતુ ખરૂં પુછો તો હું તો મારો જીવ બચાવવાજ મારા બંગલામાંથી ન્હાસી છૂટયો છું !"

"તમારાજ બંગલામાંથી તમો મરણ ભયથી ન્હાસી છૂટયા એ શું ! તમારા ઉપર કાંઇ એવી આફત હતી !"

"હા, જો બંગલામાંથી તે દિવસે રાત્રે હું ન્હાસી ન જાત તો મારા પ્રાણ આ સંસારમાંથી કેટલો સમય થયા પ્રયાણ કરી ગયા હોત ? કારણ કે એજ રાત્રે મારૂં પોતાનુંજ મારા બંગલામાં ખુન થવાનું હતું !"

"રજની ! ત્યારે શું એમ બન્યું હશે કે તમારૂં ખૂન કરવા આવનાર પોતાના દુષ્કર્મોનો ભોગ બની આ સંસારને છેલ્લી સલામ કરી ચાલ્યો ગયો હશે !"

"મારી પણ એમજ ધારણા છે !"

"વારૂં તમારૂં આ પ્રમાણે ખુન કરાવવાનું કાંઈ કારણ."

"કારણ જાણવા માગો છો એ ઠીક નથી !"

"તે જણાવવુંજ પડશે. કારણકે પુરાવાની ગેરહાજરીમાં તમેજ ગુન્હેગાર ઠરશો અને નાહક ફાંસીએ જશો !

"ઠીક ત્યારે સાંભળો !"



# પ્રકરણ:-૧૪ મું.

## રજનીબાબુ સપડાયો !

"નિશાનાથને ઉદ્દેશીને રજનીકાન્તે પોતાની વિતક વાર્તા કહેવા માંડી. તે બોલ્યો, "મહાશય ! મારી બાલ્યાવસ્થાનો તો બધો ઇતિહાસ મારા સ્મરણમાં પણ નથી અને તે સઘળો તમોને કહેવાની મને જરૂર પણ નથીજ પરંતુ જ્યારથી મારા વ્યાપારી જીવનનો પ્રારંભ થાય છે ત્યારથી હું મારો પરિચય તમોને આપવાની જરૂર જોઉં છું. કાસીમ બજારમાં આવ્યા પૂર્વે હું દિનાજપુરમાં કોલસાનો વ્યાપાર કરતો હતો મારી પાસે કોલસાની ત્રણ ખાણો હતી અને તે દ્વારા મને એટલો બધો દ્રવ્ય લાભ થવા લાગ્યો કે અલ્પાવકાશમાં મારી સમૃદ્ધિ પુષ્કળ વધી ગઇ અને મેં મારા દ્રવ્યની સહાયતા વડે ત્યાં એક મોટી દુકાન ખોલી. આ વખતે રતિકુમાર નામનો એક ગૃહસ્થ મારા પાર્ટનર તરીકે—ભાગીદાર તરીકે મારી સાથે જોડાયો. આ રતિકુમારને બે છોકરાં હતાં. એક કનકભુષણ અને બીજી એક કન્યા હતી શશીબાલા. રતિકુમારની પાસે દ્રવ્યની ઘણીજ સારી સ્થિતી હતી એટલે તેણે મારી સાથે ખટપટ કરી પોતાની દુકાન જુદી માંડી પરંતુ દુર્ભાગ્યે એ વાતને બે ત્રણ માસ વિત્યા હશે ત્યાંતો રતિકુમાર મરણ પામ્યા અને તેમની સઘળી ધન દોલતનો વિહીવટ તેમના બંધુ કમલનયનના હાથમાં આવ્યો કમલનયન બાબુ ઘણા લોભી હતા અને તેમનામાં કાંઇક ચારિત્ર્યની પણ હિનતા હતીજ એટલે

તેમણે એમ બુમ ઉરાડવા માંડી કે વેપારમાં બરોબર નફો થતો નથી અને દિવસે દિવસે એટલી ખોટ જાય છે કે મારે દુકાન કાઢી નાંખવી પડશે; આ પ્રમાણે બે ચાર માસ વિતતાં તેમણે ખરેખરજ પોતાની દુકાન કાઢી નાંખી અને ત્યાંની બધી માલ મિલ્કત વેચી દઇ તેઓ કાસીમ બજાર જઇને રહ્યાં.

મારે આ અરસામાં ઘણી વેળા બહાર ગામ જવું પડતું અને મારી સ્ત્રી મારા ગૃહમાં એકલી રહેતી. એક વખતે હું દિનાજપુરથી મેસર્સ હંટર એન્ડ વીલસન કંપની સાથે કોલસાનું કોન્ટ્રાકટ કરવા કલકત્તે ગયો ત્યા મારે ત્રણ માસ રોકાવું પડયુ એટલામાં મને અચાનક મારા એક મિત્રનો ટેલીગ્રાફ–વાયર મળ્યો કે મારી સ્ત્રી એકદમ કોઇ જગ્યા એ ગુમ થઇ છે અને તેનો પત્તો નથી આ વાતથી મને ઘણોજ સંતાપ થયો પણ મારો કશો ઉપાયજ ન હોવાથી હું શાંત થઇને બેસી રહ્યો મેં એ વાતની જરા પણ કોઇ સ્થળે ગરબડ કરી નહિ છતાં તે વાત વણુ બોલે પણે ગામમાં પ્રસરીજ ગઇ અને બધે મારી અપકીર્તિ થઈ ગઇ. આથી મને તો ગામમાં ફરવા નીકળવું પણ ભારે થઇ પડયું, અને મેં પણ દિનાજપુર છોડયું અને હું કાસીમ બજારમાં આવીને રહ્યો તથા ત્યાંજ મેં એક બેંક પણ ઉઘાડી; જે બેંક હજી સુધી ચાલે છે અને જેમા આપણે બેસી અત્યારે પણ વાતો કરીએ છીએ. જ્યારે શરૂઆતમાં હુ અત્રે આવ્યો ત્યારે મે જુદો બંગલો નહોતો રાખ્યો પણ હું આ બેંકના ઉપલા મેડા ઉપર સુઇ રહેતો હતો એવામાં એક દિવસ મારા હાથમાં અચાનક કમલનયનના નામનો એક હઝાર રૂપીઆનો ચેક આવ્યો એ ચેકના પૈસા મારી પાસે કમલનયનબાબુનો નોકર શતીશબાબુ લઈ ગયો હતો. એજ નોટો ચોરવાનો કમલનયનના

ભત્રીજા કનકભુષણ પર આરોપ આવ્યો હતો અને તે બદલ મારી કોર્ટમાં સજા પણ થઇ હતી. મારે જે વાત ખરી બનેલી હતી તે વાત કોર્ટમાં પણ કહેવી પડી અને તેને પરિણામેજ કનકભુષણને શિક્ષા પણ થઇ. શશીબાલાનો કનકભુષણ એકનો એક બંધુ હતો એટલે પોતાના ભાઇને શિક્ષા કરાવવામાં તે મનેજ કારણીભુત સમજવા લાગી. આ બનાવ બન્યો તે પહેલાં ઘણાં સમયથી મારે તેની સાથે સ્નેહ થયો હતો છતાં તે કમલનયનબાબુની ઉશ્કેરણીથી મારૂં ખુન કરવા તત્પર થઇ અને તે સબંધીનો તેવો પત્ર પણ તેણે મને પાઠવ્યો હતો જે પત્ર તમોએ મારા કબાટમાંથી કદાચ શોધી પણ કાઢ્યો હશે! પોતે કરેલા ઠરાવ પ્રમાણે શશીબાલા મારો વધ કરવા તો આવી; પરંતુ તેની હિંમત ચાલી નહિ; તેણે તરતજ પોતે જે દુષ્કર્મ કરવા આવી હતી તેનાથી મને જાણીતો કીધો અને મને બંગલામાંથી નસાડી મુક્યો. તેજ દિવસે રાત્રે મારા બંગલામાં ખુન થયુ હોવુ જોઇને તે વખતેથીજ હું ભયભિત થઇ અહીં નહસી આવ્યો તે ફરી મારા બંગલામાં ગયો નથી." આ વૃતાંત્ત સાંભળી મિ. નિશાનથી સંપુર્ણ ખાતરી થઇ ગઇ કે રજનીકુમાર તો ખુની નથીજ પણ તેનું ખુન કરાવતાં જે માણસની ઇચ્છા રજનીનો નાશ કરવાની હશે તેનોજ વિનાશ થઇ ગયો છે. આ વાત ચાલતી હતી તેવામાં પોલીસ સુપ્રી મી ચેટરજી પોતાના દશ માણસોને લઇને ત્યાં આવી પહોંચ્યા અને તેમણે રજનીકુમારને તેની જડતી લેવાનું વોરંટ બતાવ્યું તેજ પળે તે પોલિસ અધિકારીએ રજનીની જડતી લીધી; દુર્ભાગ્યે તેના ખિસામાંથી એક કંચનનો મોટો છડો, બે મોહનમાળા, અને બે મુદ્રિકાઓ-વીંટી મળી આવ્યાં. આ બધી વસ્તુઓ કમલનયનબાબુ પહેરતા હતા અને જે દિવસે તેઓનું ખુન થયું તે

દિવસે પણ તેમણે તે વસ્તુઓ પહેરી હતી એની સંપૂર્ણ સાબીતી પોલિસ સુપ્રી. મી. ચેટરજીને મળી જવા પામી હતી. આ વસ્તુઓ નિકળતાંજ રજનીકાન્ત સપડાયો, તેના ઉપર ખુનનો આરોપ સાબીત થઇ ગયો અને તેને કેસનો નિકાલ થતા સુધી કાચી જેલમાં રાખવાનો હુકમ મળ્યો. જે ગૃહસ્થ એકવાર મોટા મોટા મહાલયોમાં આરામ શૈયાપર શયન કરતો હતો તેને દુર્દૈવે આજે કારાવાસના પાષાણુપર શયન કરવું પડયું,

પ્રબળ પ્રારબ્ધ છે સૌથી નશીબની છે લીલા ન્યારી,
પલકમાં તે બધી પૃથ્વી નયન શરથી નચાવે છે.
ધનીકને રંક, નિર્ધનથી અધિક નબળો બનાવી દે,
ગૃહીકર કાચલી ભિક્ષા ચરણુ ચાલી મગાવે છે.
મહાલય માળ મેડીના વિમળ વૈભવ અને લક્ષ્મી.
ધરાશાયી કરી તેને દુખોથી ડગ મગાવે છે.



# પ્રકરણ:—૧૫ મું.

## બીજાં બે ખૂન !

આ કાશ ઘોર અંધકારમાં લિન બની ગયું હતું. ચારે તરફ નિશાજન્ય પશુઓનો કોલાહલ સંભળાતો હતો. યમદૂતો જાણે પોતાના બિષણ સ્વરૂપને પૃથ્વિતલ પર પ્રકાશાવવાના પ્રયત્નો કરી રહ્યા હતા એ વખતે કાસીમ બજાર સેંન્ટ્રલ જેલ તરફ બે શ્યામ વસ્ત્ર ધારી અજ્ઞાત વ્યકિતઓ પ્રયાણ કરી રહી હતી. તેમના શરીરનો વર્ણ કાળો હતો અને તે ઉપર તેમણે ધારણ કરેલા વસ્ત્રો પણ એવાજ સ્વરૂપના હોવાથી તેઓ સાક્ષાત નિશાદેવીનાજ અંગભુત બાલકો હોય એવો આભાસ દૃષ્ટિગોચર થતો હતો. તેમના મુખમાંથી એક શબ્દ પણ આ વખતે નિકળતો નહોતો. સેંન્ટ્રલ જેલનો દરવાજો દેખતાંજ તેમણે પોતાના હાથમાં સમશેર લીધી અને તેઓ ધીમેધીમે તે દરવાજાની પાસે જઇ પહોંચ્યાં ત્યાં જતાંજ તેમણે દરવાનનો કંઠ પકડી તેની સામે પોતાની પિસ્તોલ ધરી અને તેને કહ્યું, "કમબખ્ત ! હમણાંને હમણાં બોલી દે કે આ જેલની ચાવીઓ કયાં અને કોની પાસે રહે છે !"

"કામદિન જેલર પાસે; તેઓ આ જેલથી દસ પંદર મિનિટના માર્ગપર આવેલા બંગલામાં રહે છે !"

આ ઉત્તર મળતાંજ તે બે કાળ દૂતોમાંથી, એકની સમશેર તે દ્વારપાળના કંઠમાં પેસી ગઇ અને તેના નિર્દોષ પ્રાણ આ જગતમાંથી

પ્રયાણ કરી ગયા. તેજ સાથે તેઓ બંન્ને કામદિન જેલરના બંગલા તરફ વળ્યા; એ બગલાને મોટુ કમ્પાઉન્ડ હતું અને કમ્પાઉન્ડના દ્વાર પાસેજ એક દરવાન બેસતો હતો એટલે તેમણે એ માર્ગે ન જતાં બંગલાની પાછળથી ચઢીને બંગલામાં જવાનો નિશ્ચય કર્યો અને તતક્ષણેજ તેઓ ઉપર ચઢી ગયા. મી કામદિન બગલાના દિવાનખાનામાં સુતા હતા. તે રાક્ષસોની તલવારોએ તેને કાપી નાંખ્યો અને ત્યાંથી કારાગૃહની ચાવી લઇ તેઓ તરતજ પુનઃ પાછા સેન્ટ્રલ જેલ પ્રતિ આવી પહોંચ્યા સેન્ટ્રલ જેલના ત્રીજા રૂમમા શાતીશબાબુને કેદ કરી રાખવામાં આવ્યો હતો તેમણે બરાબર તેજ રૂમ ઉઘાડયો અને શાતીશબાબુના હસ્તમાં નાખેલાં બેડીઓ તોડી નાખીને તેઓ તેને સાથે લઇ, આવ્યા હતા તેથી બમણી ગતિએ ત્યાંથી પલાયન કરી ગયા. સહવાર થતાંજ આખા ગામમા આ બે ખુનોની વાત પ્રસરી ગઇ. તે સાથેજ ગ્રામવાસીઓમાં પણ એક ભયંકર પ્રકારનો વિષાદ વ્યાપી ગયો અને નગર ભયથી થરથર ધ્રૂજવા લાગ્યું.

ખરૂં છે પાપના કર્મો, નથી ચિરકાલ ટકનારા.
છતાં નિજ તેજથી દુનીયા, ખરેખર તે બગાડે છે.

ભલે અંતે ખરૂં શું તે, જગત જાણી શકે તોએ,
અધર્મિ એક વેળાએ, પ્રથમ તો દવ લગાડે છે.

અજબ છે આ બધી સૃષ્ટિ, ન કિંમત સત્યની તેમાં,
જગત ભરમાં બધે જુલ્મી, વિજય બન્સી વગાડે છે !"



# પ્રકરણઃ—૧૬ મું.

## સંકટમાં શશીબાલા.



શીબાલા પોતાની કાકીના હસ્તમાંથી મુક્ત બની જઇને નિશાનાથના બુદ્ધિ ચાતુર્યથી પોતાની શાળામાં રહેવાનું સદભાગ્ય મેળવી શકી હતી પરંતુ જ્યારે તેને રજનીકુમારના બંદિવાન થયાની ખબર મળી ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ ! નિશાનાથ પણ રજનીકુમારની પાસેથી કમલનયનના અલંકારો મળી આવતા આશ્ચર્યમાં પડયો અને તેને પણ રજનીકુમાર ગુન્હેગાર હશે કે કેમ એ બાબતની શંકા જવા લાગી, રજનીકુમાર પોતે અતુલ વૈભવશાળી ધનીક ગૃહસ્થ હતો એટલે તે અલંકારોને માટે કમલનયનનું ખૂન કરે એ વાત પણ અશક્ય હતી અને તેની પાસેથી પુરાવો મળ્યાં છતાં તેને નિર્દોષ માનવો એ પણ અયોગ્ય હતું. આ બધી બાબતોથી નિશાનાથનું મસ્તિક ગુંચવાડામાં પડી ગયું. એ સઘળી ઘટનામાંથી કોઇપણ પ્રકારે નિવેડો આવી શકે તે માટે તેણે પોતાની ઓફિસે આવવા માટે શશિબાલાને ટેલીફોન કર્યો અને તેની રાહ જોતો તે પોતાના ચેમ્બર હોલમાં બેસી રહ્યો !

શશિબાલાને નિશાનાથનો ટેલીફોન મળ્યો તેવીજ તે રમણી પોતાના નવવસ્ત્રોમાં વિભુષીત બની તેની ઓફિસે જવા તત્પર થઇ અને તેણે પોતાની શાળાના હોસ્ટેલની અધિકારીણીને જઇને કહ્યું, "બેન ! એક અતિ અગત્યના કારણસર મારાપર ડિટેકટીવ નિશાનાથનો મને

પોતાને ત્યાં બોલાવવાનો ટેલીફોન આવ્યો છે માટે તેમની ઓફિસે જઇ આવવાની મને આજ્ઞા આપો !"

"તમોને ત્યાં જવાની ઘણીજ આવશ્યકતા હોય તો મારી તમોને અત્રે રોકી રાખવાની ઇચ્છા નથી, પરંતુ જેમ બને તેમ જલદી પાછા અત્રેજ આવી રહેશો એટલી મારી પ્રાર્થનાને લક્ષમાં રાખવા ભૂલશો નહિ !" લેડી સુપ્રીન્ટેન્ડન્ટે પોતાની અનુજ્ઞા દર્શાવી.

શશિબાલા પોતાના રૂમમાંથી બહાર આવી અને સ્કુલ કમ્પાઉન્ડની બહાર જઈ એકાદ વિકટોરીઆ ભાડે મળી જાય તેની રાહ જોવા લાગી. એટલામાં એક બગી ત્યાં આવી પહોંચી. શશીબાલાએ તેનું ભાડું ઠરાવ્યું અને તે તરતજ નિશાનાથની ઓફિસ તરફ રવાના થઇ!

નિશાનાથની ઓફિસ ટરનર રોડપર આવેલી હતી. અને શશિબાલાની શાળા મરચંટરોડ ઉપર વિધમાન હતી. મરચંટરોડપરથી ટરનર રોડપર જવાને એક કલાકનો અવકાશ લાગતો હતો, અને વચ્ચે બરાબર અર્ધા પોણા માઇલનું વિશાળ મેદાન આવતું હતું એ મેદાનનું નામ યક્ષભુવન પાડવામાં આવેલું હતું કારણ કે ત્યાં પૂર્વકાલમાં યક્ષ નારાયણ નામક એક આરાધ્ય દેવતાની મુર્તિ પ્રસ્થાપવામાં આવી હતી.

શશિબાલાની ગાડી આ મેદાનમાં દાખલ થઇ કે તેજ ક્ષણે સામેથી એક બીજી વિકટોરીઆ ત્યાં ધસી આવી અને તે બે ગાડીઓ પરસ્પર એટલા જોરથી અથડાઇ પડી કે શશીબાલાની ગાડી એકદમ ઉંધી વળી ગઇ અને તેને જોડેલો ઘોડો પણ એક અંધકારમયી ગર્તામાં પડી ગયો. શશીબાલા ઉઠવાનો પ્રયત્ન કરે તે પહેલાંજ તેને પાછળથી કોઇએ ઉંચકી લીધી અને બીજી વિકટોરીઆમાં બેસાડી તરતજ તે ગાડી દોડાવી મુકવામાં આવી. શશીબાલાની આંખોમાં પણ નિદ્રા આવવા લાગી, જ્યારે તે જાગૃત થઇને પોતે કયાં છે એ અવલોકવા

લાગી ત્યારે તેને માલમ પડયું કે તે પોતે એક ભયંકર અંધારી ગુફામાં કેદ થએલી છે અને પોતાની ચારે દિશાએ ચાર શ્યામવર્ણ ધારી પુરૂષો હસ્તમાં નગ્ન સમશેર લઇ ઉભા છે તથા પોતે જે પલંગપર નિદ્રાધીન થએલીછે તે પલંગ ઉપર એક પુરૂષ હાથમાં ખડ્ગ ધારણ કરી બેઠો છે. શશિબાલા આ ભિષણદ્રષ્ય અવલોકતા કંપવા લાગી અને તેની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ગતિમાન થઇ વહી નીકળ્યો છતાં તેને સંપૂર્ણ શુદ્ધિ આવતાંજ તેણે તે પુરૂષ પિશાચને ઉદ્દેશીને કહ્યું "વત્સ શતિશબાબુ ! આપણે કયાં છીએ, અત્રે શી રીતે આવી શકયા. આપણો અંગજ અને કાશી બા કયાં છે તે જણાવશો !"

"દોજખમાં ! મૃત્યુના મુખમાં; કમબખ્ત કામિની ! તેનુ તને શું કામ છે !" શતીશબાબુએ ક્રોધમાં ઉત્તર આપ્યો.

"ત્યારે મને અહીં શા માટે લઇ આવવામાં આવી છે વારૂં !"

"તને આ સંસારમાંથી વિદાય કરવા, તારો અંત લાવી મારી ભિષણ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા !"

"મારા હસ્તે તમારો એવો કયો અપરાધ સિદ્ધ થયો છે કે જેના પ્રાયશ્ચિત તરીકે તમો મને દેહાંતની શિક્ષા આપવા તૈયાર થયા છો તે દર્શાવશો !

વિના અપરાધ જગ આખે, ન શિક્ષા દૈવ પણ આપે,
ગુન્હો મેં આપનો એવો, બતાવો શું કરેલો છે ?
નહિ તમ કાજ મુજ ઉરમાં, કશી ઇર્ષા રહી બાપુ ?
ન તેમાં દ્વેશના બિંદુ, જરાએ શું ભરેલા છે ?
નથી મુજ શત્રુ સંસારે, બધા પર પ્રેમ છે મારો,
પછી શો વાંક મુજ શત્રુ ન જગમાં વિસ્તરેલા છે !"

"શશિબાલા ! બસ ! તારી સાથે વાર્તાચિત કરવાનું મારે જરા પણ કામ નથી, મારે તો ગમે તે પ્રકારે તારી કાયાનો અંત લાવી મારા શીર ઉપર આવેલું-સંકટ દૂર કરવું છે તે કામમાં તારી ગમે એટલી પ્રાર્થના થશે કે તું ગમે એવા કોમળ શબ્દોનો મારી સમક્ષ ઉચ્ચાર કરશે તો પણ હું તારા આયુષ્યના અંતનો વ્યવસાય ત્યાગવાનો નથીજ.

પડયો પાષાણ નિજ રસ્તે, અમર જે ચર્ણ સંતાપે,
કઠિન એ કંટકો સઘળા, ઘટે છે નાશ તે સહુનો !
દયાના રાખવી જરીએ, બન્યું આ વજ્રનું હૈયું,
હવે હું સંપતિ; લક્ષ્મી, થયો છું દાસ તે સહુનો !
જગત ભરના અધર્મોને, પ્રપંચો ને બધાં પાપો,
સીમત શયતાનીયત ઉરમાં, વધ્યો છે વાસ ને સહુનો !

"ભાઇ ! મારા અબલાના મરણથી તમોનો શો લાભ થવાનો હતો અને હું આ વિશ્વમાં જીવન ધારીણી રહીશ તો તેના વડે તમોને શો ગેરલાભ થવાનો છે !"

હું અબળા ! ગાત્ર કોમલ આ, ન શકિત ખડ્ગ ગૃહવાની,
ન પાપો કે પ્રપંચોથી, કદી સંતાપતી જગને !"
ઝહરના જામ જુલ્મોથી, ઉઘાડી રંક મુખડા ને,
"પીજા" કહી સંકટો એવા, નથી હું આપતી જગને.
દયાહિન છેક થૈ ઉરથી, હૃદયમાં ઝેર ને રેડી,
ધસી ગરદન પરે શસ્ત્રો, નથી હું કાપતી જગને.
અધર્મે દેહ આ સીંચી, સુકર્મે આંખને મીંચી,
હૃદયમાં રોષને રાખી, નથી હું માપતી જગને,

"શશિબાલા ! તારા કમબખ્ત કાકાએ મારે હાથે તારા ભાઇ પર અને બીજા પણ નિર્દોષ લોકો પર જે જુલ્મો વરસાવ્યા છે તેના ભોગ

થઇ તેઓ તો મરણ પામ્યા છે પણ હું ખૂનોના ગુન્હામાં મદદ કરવાને માટે પકડાયો છું. અને જેલમાંથી બે ખૂનો કરી અત્રે ન્હાસી આવ્યો છું એટલે મારી વિરૂદ્ધમા જે જે પુરાવાઓ હોય તે બધા મારે પૃથ્વિના પટપરથી નાબુદ કરીજ દેવા જોઇએ !"

"શાંતિશખાબુ ! જો તમારી એવીજ ઇચ્છા હોય તો ભલે મારો નાશ કરી નાંખો તેની મારે જરા પણ ના નથી ! પરંતુ મારા બળતા હૃદયની એક અભિલાષા સિદ્ધ કરી પછી જો આપને મારા મરણથીજ લાભ છે એમ દેખાય તો ખુશીથી મારો વધ કરો; મારી ના નથી ! પણ મારી એક ઇચ્છા ગમે તેમ કરીને પણ પાર પાડો !

તૃષિત હૈયું બની દિન આ, કરે છે પ્રાર્થના આજે,
દયા રાખી જરૂર દિલમાં, સુણો પ્રિય વેણ આ મારૂં.
મરણ પામ્યા પછી પાછી, ન વિશાસી કશી બાકી
જગત છોડી જવા પ્હેલા, કથું છું કહેણ આ મારૂં !
નથી સંતાપ મરવાનો, ન ભય સૃષ્ટિ તજુ તેનો
ન કહું શાને કીધું ભાવી, પ્રભો જીવ લેણ આ મારૂં !

"શશીબાલા ! તારી જો કોઇ એવીજ પ્રાર્થના હશે કે તેથી મને જરા પણ ગેરલાભ નહિજ થનો હોય તો તારી તેવી પ્રાર્થના હું અવશ્ય પરિપૂર્ણ કરીશ તેમાં તું જરાએ સંકોચ રાખતી નહિ; બોલ ! તારી એવી કઇ પ્રાર્થના છે !

"મારે મારા મરણ પ્હેલા મારા સ્નેહભિના સહોદર કનકભુષણ ને એકવાર મળવું છે !"

"ખબરદાર ! શશીબાલા ! એ કમબખ્તનું મારી પાસે ફરી નામ પણ જો ઉચ્ચાર્યું તો યાદ રાખ હું તારી દેહના ટુકડે ટુકડા કરી નાખીશ !



# પ્રકરણ:-૧૭ મું.

## ખરો ગુન્હેગાર શોધવાનું માંડી વાળો!



શાનાથ પોતાની ઓફિસમાં બેઠો બેઠો શશિબાલાની વાટ જોતો હતો ત્યાં તેને શશિબાલા ગુમ થઈ જવાના અને પોલિસ તથા જેલર મી. કામદિનનું ખુન કરી શાંતિશબાબુના ન્હાસી ગયાના સમાચારોજ પ્રાપ્ત થયા, આ ઉપરથી શાંતિશબાબુ પણ ખુલના ખુનકેસમા ગુન્હેગાર છે એની તો નિશાનાથને ખાત્રી થઇ ગઇ પણ રજનીકુમાર કેટલે અંશે દોષપાત્ર છે તેની તપાસ કરવાનુ કાર્ય હજી બાકીજ હતું એટલામાં તેને ટેલીફોનમાં નીચે પ્રમાણેનો સંદેશો મળ્યો: 'રજનીકુમારની બેંકના ઉપરના મેડામાં જ્યા તે પોતે રહે છે તે ઠેકાણેની આજે જડતી લેવાને અમો બરાબર ૪-૪૫એ જવાના હોવાથી જો તમારે આવવું હોય તો ત્યાં સમયસર હાજર રહેવું !"

આ સદેશો મળતાંજ નિશાનાથ નીચે ઉતર્યો અને તેણે પોતાની સાઇકલ રજનીકુમારની બેંક તરફ દોડાવી મુકી. તે તેના ઓરડામાં દાખલ થયો અને ત્યાં તેવી કોઇ ગુપ્ત વસ્તુઓ જો વિદ્યમાન હોય તો તેની શોધ કરવા લાગ્યો. એટલામાં નિશાનાથની દૃષ્ટિ એક ટ્રંકપર પડી, તેણે તરતજ તે ટ્રંક ફેંદી નાખ્યો અને અંદર નિહાળવા લાગ્યો. તેને અંદરથી બે મોટા લોહના છરાઓ અને એક રિવોલ્વર મળી આવી, આ બે છરાઓ પૈકીનો એક છરો લોહીમાં ભરેલો હતો અને બીજો

છરો તદન કોરોજ હતો ! આ વસ્તુઓ મળ્યા પછી નિશાનાથનો રજનીકાન્તની નિષ્કલંકિતતાનો બધોજ સંભ્રમ ટળી ગયો અને તેણે તે અવશ્ય ગુન્હેગાર હોવોજ જોઇએ એવો નિશ્ચય કરી લીધો. ત્યારે શશીશબાબુનું શું !" નિશાનાથના મનમાં નવોજ પ્રશ્ન ઉદભવ્યો, "જો રજનીકુમારજ ગુન્હેગાર હોય તો તે શશીશબાબુનું પણ ખુન કરે; તેને શા માટે જીવતો જવા દે ! ગમે તે હો પરંતુ એમાં તો ફેર નથીજ કે રજનીકાન્ત દોષ પાત્ર તો છેજ છે !"

એટલામાં ત્યાં મી. ચેતરજી પોલિસો સાથે આવી પહોંચ્યા, નિશાનાથની વિચારમાલા અટકી ચેતરજીએ પણ પેલી વસ્તુઓ જપ્ત કરી અને તે લઇ પોલિસ હાઉસ* તરફ રવાના થઇ ગયા.

રજનીકુમારને પણ ત્યાં બંદિવાનની દશામાં લઇ આવી તેને માનપૂર્વક નિશાનાથની સામે ખુરશીપર બેસાડવામાં આવ્યો હતો. રજની કુમારે નિશાનાથને અવલોકતાંજ તેને વંદન કર્યું તેણે તેનો સ્વિકાર કર્યો અને સૌમ્ય વાણીમાં તેને પૂછ્યું. "મી. રજનીકુમાર ! તમારી પાસેથી જે શસ્ત્રો મળી આવ્યા છે તે તમોએ શા માટે રાખ્યા હતા વારૂં !"

"કમલનયનબાબુનું ખુન કરવા માટે !" રજનીબાબુએ ઉત્તર આપ્યો.

"કમલનયનબાબુનું ખુન તમે પોતે-તમારે હાથેજ કર્યું છે !"

"હા સાહેબ !"

*પ્રસ્તુત નવલકથાંતર્ગતપાત્રો, સ્થલ: સમયાદિ સર્વથામનઃકલ્પિત છે.

"તમને તેનું ખુન કરવાનું શું પ્રયોજન હતું !"

"મારો તેણે એક ઘણોજ ભયંકર અપરાધ કર્યો હતો !"

"આપ શું આ ખરૂં બોલો છો !"

"નાજી; બિલ્કુલ અસત્ય બોલું છું !"

"ત્યારે તમે પોતે ખુની તો નથીજ ને !"

"બિલ્કુલ નહિ; છતાં પણ હું ખુની છું એવો એકરાર તો કરૂંજ છું અને તે કરીશજ !"

"એમ કરવાનું તમોને શું પ્રયોજન છે !"

"મારે એક નિર્દોષ વ્યતિના બચાવને માટે ખોટું કહેવું પડે છે !"

"પરંતુ આમ ખોટું બોલતા તમોને કેવી ભયંકર શિક્ષા થશે એ તમો જાણો છો ? તમોને ખબર છે ખૂનના ગુન્હા માટે ફાંસી સિવાય બીજી શિક્ષા નથી !"

"હાજી; પણ હું નિરૂપાય છું !"

"તમારે કોના બચાવ માટે આ પ્રમાણે અસત્યાભાસી થવું પડે છે ? એવો તમારો કોણ પ્રિય મનુષ્ય છે તે જણાવશો !"

"તે જણાવી દઉં તો પછી મારે જુઠું બોલવાનું કારણજ શું રહે !"

"ત્યારે તમારી પાસેથી મળી આવેલા અલંકારો તમોને ક્યાંથી પ્રાપ્ત થયા હતા, તમે તે શી રીતે મેળવ્યા !"

કમલનયનબાબુનું ખુન કરી મેં તે દાગીના કાઢી લીધા !"

"તમે કહો છો ખૂન તો મેં કર્યું નથી તો પછી તમે દાગીના કેવી રીતે કાઢી લીધા !"

"તે ખરીજ વાત છે; પણ એ અલંકારો મારી પાસે ક્યાંથી આવ્યા તે હું જરા પણ જાણતો નથી; માત્ર તે મારા ખીસામાંથી નીકળ્યા એટલે હું ગુન્હેગાર ગણાયો છું; બાકી હું સંપૂર્ણ નિર્દોષ-નિર્દોષને-નિર્દોષ છું !"

"જો એમજ હોય તો તમે કૃપા કરી એ ખૂન કોણે કર્યું છે તે સાચે સાચું બતાવી દો; કારણ કે પુરાવાની ગેરહાજરીમાં તમારી પાસે રૂળેલા સરસામાન પરથી અમારે તો તમોનેજ ખુની માની લેવા પડશે અને તેથી શિક્ષાના ભાગી પણ તમો પોતેજ થશો !"

"તેની મને ચિંતા નથી; હું ખુશીથી કહું છું કે મને ફાંસીની શિક્ષા આપો અને ખરા ગુન્હેગારને શોધવાનું માંડીવાળો !"

"વારૂં, તમો એ સંબંધમાં બીજી કશી હકીકત આપવા માંગો છો ? શું ખૂન તમે એકલાએજ કર્યું હતું કે તમારી જોડે કોઇ તમારા સહાયકો પણ હતા !"

"સાહેબ ! હું આપની સમક્ષ ખૂનનો ખોટો એકરારજ કરૂં છું એ આપને સાફ જણાવી દીધું છે પછી આપ મને શા માટે એવા સવાલો પુછો છો !"

"ઠીક છે ! લઇ જાઓ એમને !" પોલિસ ઇન્સ્પેક્ટરે આજ્ઞા કરી. તેજ ક્ષણે પોલિસ અધિકારીઓ તેને જેલગૃહ તરફ લઇ ગયા; અને પુનઃ રજનીકુમાર કારાગૃહની દિવાલો વચ્ચે અદ્રશ્ય બની ગયો !"



# પ્રકરણઃ-૧૮ મું.

## એકજ વેળાની વાત!

-->(૦)<--



જનીકુમારના કારાવાસની કથા જ્યારે શનીશમાખુના જાણવામાં આવી ત્યારે તેને અપાર આનંદનો અનુભવ થવા લાગ્યો પરંતુ તે છતાં તેને પણ હવે સંસારમાં પ્રત્યક્ષ રીતે નિવાસ કરવાના દિવસોને તો તિલાંજલીજ આપવી પડી હતી કારણ કે રજનીના બદીવાન થવાથી નિશાનાથ શનીશમાખુને પકડવાનું કામ છોડી દે એમ તો નહોતુંજ; એ વાતને તે પોતે પણ સારી રીતે જાણતો હતો એટલે હવે તેણે નિશાનાથનોજ વિનાશ કરવાના કાર્યનો આરંભ કરી દીધો. દિવાકરના અસ્ત પછી રજનીના દ્વીતીય પ્રહરમાં તે ઉઠયો અને તેણે એક સુદરીના વસ્ત્રો પહેરી લીધા. તત્પશ્ચાત પોતાના હસ્તમાં એક દિવો ધારણ કરી પોતે જે અધારી ગુફામા હતો ત્યાથી બહાર આવવાનો માર્ગ શોધવા લાગ્યો. બહાર આવતાંજ તેણે પેલો દિપક શાંત કરી નાંખ્યો અને પછી તે ગુફાથી દક્ષિણ માર્ગે પ્રયાણ કરી ગયો

તે અરધો કલાકને અંતરે ગયો હશે એટલે ત્યાં એક મોટી વિશાળ ધર્મશાળા જેવું મકાન દ્રષ્ટિગોચર થયુ. તેણે ત્યાં જતાંજ એ મકાનના દ્વાર પરની એક ગુપ્ત કળ દબાવી તે સાથેજ તે દ્વાર ખુલી ગયુ અને અંદર જવાનો માર્ગ ઉઘાડો થયો. શનીશમાખુ તરતજ અદર ઘુસી ગયો અને થોડે દૂર જઇ તેણે ત્યાં લટકતી એક દોરી ખેચી, આ દોરી તેજ મકાનને બીજે માળે આવેલા એક વિશાળ રૂમમાં જતી હતી. દોરી ખેચતાજ ત્યાંથી બે પુરૂષ બહાર આવી શનીશમાખુની

સામે ઉભા રહ્યા. શતીશચાણુ અત્યારે અબળાના વસ્ત્રોમાં વિભુષીત બનેલો હતો છતાં તે બે નરાધમોને તેને ઓળખવાનું કાંઈ કઠિન પડે તેમ તો નહોતુંજ! તેમણે તરતજ તેને ઓળખી કહાડયો અને કહ્યું; શતીશબાબુ! આટલી મધ્ય રાત્રીએ શા માટે અહીં આવ્યા છો, તમારો તો જુલ્મ કેટલો બધો છે વારૂં કે રાત્રીએ પણ શાંતપણે નથી સુવા દેતા!"

"ગરબડ ન કરો કાસમમીયા! તમારા જેવું કાંઈ કામ નીકળ્યું છે અને તેથીજ હું રાત્રી હોવા છતાં ખાસ શ્રમ લઈને તમારે બારણે આવ્યો છું. કાલે રાતે ને રાતે નિશાનાથ ડિટેકટીવનું મારે ખુન કરાવવું છે અથવા તેને તેની ઓફિસમાંથી અહીં ઉપાડી લાવવો છે બોલો તમારાથી આ કામ થશે!"

"અરે અમારે હાથે કોઈ કામ ન થાય તો અલ્લાહને પણ દોજખમાં જવું પડશે! છતાં આ કામ માટે તમારે મને રોકડા રૂપીઆ દસ હજાર આપવા પડશે! દસ હજારમાં એક પણ પાઈ ઓછી આપશો તો આ કામ નહિ બને!"

"કેટલા; દસ હજાર રૂપીઆ!"

"હા, પુરા દસ હજાર રૂપીઆ તેમાં એક પાઈ પણ ઓછી નહિ!"

"કાસમ! તમને તે કાંઈ વિચાર છે? તમે જાણતા નથી કે રૂપીઆની મોટી મોટી રકમો આપનાર કમલનયનબાબુ તો મરણ પામ્યા છે પછી તમે આટલી મોટી રકમ શું જોઈને માગો છો!"

"શુ જોઈને તે અમારૂં કામ જોઈને! આ કામજ એવું છે કે ખુદાતાલાની મેરહમ થઈ ગઈ અને જો કામ પકડાઈ ગયું તો જાનથી એ માર્યા જઈએ; ત્યાં અમોને કોઈ મુકાવવા આવે એમ નથી એટલે અમોને તો અમારી રકમ એકેએક પાઈ પુરેપુરી જોઈએ!"

કાસમ! ફરી કામ પાકવું છે કે આ એકજ વેળાની વાત છે!"

"એકજ વેળાની વાત! વળી આવા કામો તો કાંઇ વારંવાર થતા હશે! માટે જો કામ કરાવવું હોય તો ચાલો કબુલ થાઓ, અને અરધા રૂપીઆ ગણી આપો!"

"તો એમ કર કાસમ! તને જોઇએ એટલી રકમ તું કમલનયન બાબુના ઘરપર દરોડો પાડી વસુલ કરજે, હું તેમાં તને મદદ કરીશ!"

"યા અલ્લાહ! આ તરકીબ પણ સારી કે પૈસા આપતી વખતે કહી દેવું કે ફલાણાનું ઘર લૂંટીને પૈસા મેળવી લે! વાહ મીયા! વાહ, વાત તો ઠીક કહી ચાલો રસુલ! આમાં કંઇ દહાડો વળે એમ નથી!" કાસમે ઉત્તર આપ્યો અને તે રસુલનો હાથ ધરી તેને પુનઃ પોતાને મેડે લઇ જવાના પ્રયત્ન કરવા લાગ્યો. તેમણે બેચાર પગલાં આગળ ભર્યાં હશે એટલે શતીશ તેમની પાછળ ગયો, પુનઃ તેણે કાસમનો હાથ પકડયો અને કહ્યુ. "કાસમ! આમ છેક અધિરો ન થા! તારે રૂપીઆજ જોઇએ છે ને! ભલે રૂપીઆ લેજે!" એમ કહી તેણે તરતજ તેને અરધા રૂપીઆ ગણી આપ્યા.

## પ્રકરણ:–૧૯ મું.

### શશીબાલાના શીરની કિંમત દશ હજાર!



શતીશબાબુએ પોતાની પાસેના પાંચ હજાર રૂપીઆ તરતજ કાસમને ગણી આપ્યા અને તેમને તે કામ કરવાની આજ્ઞા કરી પોતે ત્યાંથી ઉઠી પોતાના શેઠ બાબુ કમલનયનને બંગલે આવ્યો; પ્રસ્તુત બંગલો અત્યારે

બંધ હતો અને બારણે દ્વારપાળ-દરવાન બેઠો હતો. શતીશબાબુએ તેને અવલોકતાંજ આગલે બારણેથી જવાનું માંડી વાળ્યું અને પાછળની બારી ઉઘાડી જોઇ તેમાં એક દોરડું નાંખી તે દ્વાર ઉપર ચઢવાના પ્રયત્નો કરવા લાગ્યો.

તેના આ પ્રયત્નો સફળ પણ થઇ ગયા. અને તે ઉપર ચાલ્યો ગયો. બંગલામાં પહોંચતાજ તેણે કમલનયનની પત્નિ અનુરાધા દેવીના શયનગૃહનો માર્ગ લીધો! અનુરાધા આ વખતે શયનગૃહમાં નિદ્રાધીન થયેલી હતી. શતીશબાબુએ તેને જાગૃત કરી અને પોતે કમલનયનનો મુનીમ શતીશબાબુ છે એની તેને ઓળખાણ આપી! શતીશ મધ્યરાત્રીએ પોતાની સામે આવીને ઉભો છે એ ઘટના પોતાના લક્ષમાં આવતાંજ અનુરાધાના અંગમાં કંપનો સાક્ષાત્કાર થવા લાગ્યો છતાં તે સધૈર્ય બની ગઇ અને સ્વાસ્થ્ય મેળવી તેણે તેને પ્રશ્ન કર્યો, શતીશબાબુ! તમો તો બંદિવાસમાં પડેલા હતા ત્યાંથી અહીં શી રીતે આવી શક્યા!"

"તે કહેવાનો મને હમણાં અવકાશ નથી. માત્ર કૃપા કરીને મને અત્યારે દસ હજાર રૂપીઆની રકમ આપી દો! કે તે વડે હું મારા પ્રાણ બચાવી લઉં!"

"શતીશજી! તમારા ઉપર એવી કઇ આફત આવી પડેલી છે! અને તે આફતમાંથી હું દસ હઝાર રૂપીઆ આપીશ એટલે તમારો ઉદ્ધાર શી રીતે થશે પૈસાથી ગુન્હો કર્યો ન કર્યો થતો નથી!"

ન પૈસા માલ દોલતથી છૂટે પાતક કર્યાં હસ્તે,
કીધેલાં કર્મની શિક્ષા અવશ્યજ થાય છે સૌને.
દઇ પય સર્પને પાળો છતાં પણ એ ફણીધર તો,
ભુલી ગુણ તે હળાહળને જગતમાં પાય છે સૌને!

મળે ફળ કર્મના જેવા ન સંશય ત્યાં જરા ધારો,
નિયમ ધનશ્યામનો એવો જરૂર સમજાય છે સૌને!

" અનુરાધા! હવે એ ઉપદેશ આપવો કામનો નથી કારણ કે જ્યારે મ્હારા હસ્તથી દુષ્કર્મ કરાવી કરાવીને તે દ્વારા લાભ મેળવવાનો અવકાશ હતો તે સમયે આ નીતી સુત્રો તમારા લક્ષમાં નહિ આવ્યા અને આજે આ બોધ ક્યાંથી આપવા આવો છો!

વહી પાણી ધસે ગૃહમાં કરે લાખો તણી હાની,
પછી પુર રોકવા બંધો કીધાં યા ના કીધાં તો શું.
જીવન અન્યાયમાં ગાળી પ્રપંચોને સદા પાળી,
મરણ સમયે પ્રબોધીને લીધા યા ના લીધા તો શું.
જનમ ભર દ્વેશ ઇર્ષાથી હળાહળ સર્વને પાય
પછી શબને સુધા બિંદુ દીધાં યા ના દીધાં તો શું!

"નહિ શતીશબાબુ! હું તમોને બોધ આપવાની ઇચ્છા રાખતીજ નથી પરંતુ તમે જાણો છો કે શેઠની અવદશા થઇ તેઓ તો મરણ પામ્યા છે અને હજી મારે આખો જન્મ કહાડવો બાકી છે. કમાણી બંધ થયા છતા જો ખર્ચ ચાલુજ રહે તો પછી લક્ષાવધિ રૂપીઆની દોલત પણ ત્વરિતજ નષ્ટ બની જાય છે. એ શું તમો જાણતા નથી!

ભર્યો જલથી છતાં સિંધુ વહી સરિતા ન જલથી તો
કંઇક વર્ષો વિત્યા કેડે થશે સાગર બધા ખાલી!
ન બાંધ્યો બંધ તો જલને નીચી જોઇ ભૂમિ જગમાં
શકાશે ના પછી ખાળી જશે નીર તે બધું ચાલી!
ખરો ત્યમ ખેલ પૈસાનો કમાણી ને કરી કાણી,
ખરચ ખમ જો વધાર્યોતો જશે ધન કોષ પણ હાલી!

"પણ એ સંમ્પતિ તમે મારા લોહીથીજ મેળવી છે એમાં કશોએ ફેર નથી. મારે હસ્તે અનેક કાળાં ધોળાં કર્મો કરાવી તે વડે તમે પૈસો પ્રતિપાદન કરી તમારા ધનકોષને તેથી પુલકિત બનાવ્યો છે અને આજે મારાજ ઉપર આપત્તિ આવી પડેલી છે. જો તમે આ રકમ મને નહિજ આપશો તો આવતી કાલેજ છુપી પોલિસનો એક બાહોશ અમલદાર મને બંદીવાન બનાવી મારી દેહને ફાંસીને લાકડે ચઢાવીજ દેશે એમાં સંશય નથી. મે આજ પર્યન્ત તમારી રક્ષા કરી છે તો આજે મારી રક્ષા તમે કરો ! અને મારા કાર્યની કદર કરો."

"જુઓ બે કાર્ય છે તેનું પરસ્પર સ્હાયતા દેવી,
ફરજ તેવી મનુષ્યોની સકલથી સ્નેહ સાચવવા !
દઇ નિજપ્રાણને ભયમાં સદા જેણે કરી સેવા,
ઉદારજ હસ્તથી તેનો ખરેખર દેહ સાચવવો !
ભૂમિ જલ બે પુનિત વસ્તુ જવા જ્યાં હાથથી બહી,
ભુમિ ત્યારે જવા દઇને રહો શું મેહ સાચવવો !"

"શાંતિશબાબુ ! તે બદલ તમોએ અમારી પાસે દરેક કાર્ય પ્રસંગે યોગ્ય પૈસો લીધો છે અને અમે પણ તમારા કાર્યની ભયંકરતાનો વિચાર કરી તમોને મુખ માંગ્યા દામ દીધાં છે પછી તમોને પુનઃ અમારી પાસે પૈસા માંગવાનો અધિકાર નથી !"

"પ્રથમ બદલો પુરો લંઇ જ્યાં કર્યું નિજ કાર્ય આનંદે
પછી તેની ફરિ કિંમત ન યાચો એજ છે સારૂં !
તમારા પાપની પોથી અમારો ત્યાં ભર્યો હિસ્સો,
હવે એ ગ્રંથને ખોલી ન વાંચો એજ છે સારૂં !
અધમતાથી મળ્યો પૈસો નરી છે નર્કની દોલત,
ધરી ત્યાં લોભ હૈયાંથી ન રાચો એજ છે સારૂં !"

"હું મારા અધિકારની વાત કરતોજ નથી; જોઇએ તો મારી ઉપર ઉપકાર તરીકે એટલી રકમ આપો ! પણ આપો. મારો જીવ બચાવો, મારા સ્ત્રી પુત્રોની દયા કરો અને દાન તરીકે પણ પૈસા આપો.

"શતીશબાબુ ! હમણાં મારી પાસેથી તમોને એક પાઇ પણ મળી શકે એમ નથી કારણકે મારા માથા ઉપર પણ શશિબાલાનો મોટો ભય હતો છે તે મારા ઉપર ફરિયાદ કર્યા વિના રહેશે નહિ અને તેમ થાય તો મને પણ મારો બચાવ કરવાને પૈસા જોઇએ ?

"શશીબાલા તો મારા બંદિવાસમાં છે એટલે તમોને તે કોઇ પણ પ્રકારે હવે દુઃખ ભાગી બનાવી શકે એમ છેજ નહિ પછી નાહક શા માટે તેનો ભય બતાવી મને પૈસા આપવાની ના પાડો છો !"

"શશીબાલા તમારા કબજામાં છે ?'

"હા !"

"ત્યારે તમે મને એજ શશીબાલાના દેહનો અંત લાવી તેની નિશાની તરીકે તેનું માથું આણી આપો. જો તમારા હસ્તથી આ કામ સિદ્ધ થશે તો અવશ્ય હું તમોને હજાર બે હજાર તો શું પણ બરાબર દસ હજારની રકમ પૂર્ણ કરી આપીશ !"

"તમારી વાત મારે કબુલ છે; લાવો અરધા રૂપીઆ મને પહેલાં ગણી આપો ! બાકીના તમારૂ કામ પૂર્ણ થઇ ગયા પછી આપજો !

"શતીશ ! શશિબાલાની શીરની કિંમત દસ હજાર !"

"હા" શતીશબાબુએ ઉત્તર આપ્યો.

શતીશબાબુને તરતજ પાંચ હજાર રૂપીઆ મળી ગયા.



૧૨ ભાગ સાથે. શ્રી

# માલવપતિ રાજા ભરથરી. સચિત્ર.



શંકર પ્રેસ-સુરત ] પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

માલીક:-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

(આવૃત્તિ—ચોથી.) કીંમત આઠ આના. (કોપીરાઈટ—[illegible])

# પ્રકરણ:—૨૦ મું.

## તલવાર ઉગામી !



શા તીરામણુ કમલનયનબાણુની સ્ત્રી કમલાક્ષી પાસેથી રૂપીયા ગણી લઇ તરતજ કાસમમીયાના ગૃહ પ્રતિ આવ્યો; આ વખતે કાસમને પ્રથમ આપેલા રૂપીઆને બરાબર ચોવીસમો કલાક ચાલતો હતો અર્થાત બીજા દિવસની મધ્યરાત્રી હતી. તેણે જતાંને વારજ કાસમના હાથમાં એક હજાર રૂપીઆની રકમ આપી દીધી અને તેને કહ્યું; "કાસમ ! ચાલો હવે તમારૂં કામ પુર્ણ કરો !"

"હા" કાસમે ઉત્તર આપ્યો અને તે તેને લઇને તરતજ પોતાના ગૃહની પાસેજ આવેલા ઇસ્લામીયા કલબના મકાનમાં ગયો ત્યાં જતાંજ તેણે પોતના હસ્તમાં ટેલીફોન લીધું અને અબલાના કોમલ કંઠનું અનુકરણ કરતા કહ્યું, "નિશાનાથ ! હું શશીબાલા અત્રે ભયંકર સંકટમાં છું માટે જો તમારા અંતરમાં જરાપણ દયા હોય તો તરતજ ઇસ્લામીયા કલબ કોર્નવાલિસ સ્ટ્રીટ તરફ ચાલ્યા આવો !"

નિશાનાથ પોતાને એ ટેલીફોન મળતાં તેજ ક્ષણે પોતાના કપડાં પહેરી તૈયાર થઇ કૉર્નવોલિસ સ્ટ્રીટ તરફ રવાના થયો. ઇસ્લામીયા કલબનુ મકાન તેણે એક બે વાર જોયું હતું એટલે તેને તે શોધવાની આવશ્યકતા નહોતીજ ! તેણે તરતજ તે મકાન આવતા અંદર પ્રસ્થાન કર્યું અને સીડીના પગથીઆ ચઢવા માંડયા. તેવાજ કાસમ અને રસુલ તેના ઉપર ધસી આવ્યા. કાસમે તેનુ મોં દબાવી દીધું. રસુલે

તેના હસ્ત ચર્ણોને શ્રુંખલા બદ્ધ કરી નાંખ્યા અને તરતજ તેને ત્યાંથી કાસમના બંગલામાં ગુપ્ત માર્ગે લઇ જવામાં આવ્યો. કાસમને શશિબાલા ગુમ થયાની વાત ખબર હતી છતાં પણ તે કયાં ગુમ થઇ છે તે સંબંધીની તેને કશીજ માહિતી નહોતી.

નિશાનાથને કાસમના ગૃહમાં એક અંધકાર યુક્ત ઓરડીમાં બંદિવાન બનાવી રાખવામાં આવ્યો. અને તેના ઉપર કાસમે રસુલનોજ પહેરો મુકી દીધો. આ કાર્ય પૂર્ણ થતાજ કાસમબીયા શનીશબાબુની પાસે આવ્યો અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "બાબુજી! તમારા કહેવા મુજબ અમે નિશાનાથને બંદિવાન બનાવી નાંખ્યા છે હવે અમારા બાકી રહેલા રૂપીઆ આપી દઇ અમારી રકમ પુરી કરી દો.

"કાસમ! તારી સાથે શરત છે કે નિશાનાથનું ખુન કરી નાંખ્યા પછીજ તને બાકીની અરધી રકમ આપવાની છે અને હજી તે કામ પુરૂં થયું નથી! માટે તમને હમણાંથી એક પાઇ પણ આપવામાં આવશે નહિ!"

"તમારી આંખો આગળજ અમે તમારૂં કામ પુરૂં કરી નાંખીએ છીએ પછી શું! અમારી સાથેજ ચાલો અને નજરોનજર નિશાનાથના સોએ વર્ષે પૂર્ણ થતાં નિહાળો પછી તો તમારી ખાત્રી થશેને!"

"હા."

"બસ ત્યારે રૂપીઆ ગણી આપો!"

"પણ રૂપીઆ પહેલેથી શા માટે આપવા જોઇએ!"

"નિશાનાથને અમો તેનો પ્રાણુ નાશ કરવા અત્રે ઉપાડી લાવ્યા છીએ એ ઘટના તેનાથી પણુ હવે અજ્ઞાત છે એમ તો નથીજ ને! તો પછી શું તમોને એવો શક છે ખરો કે અમે તેને પાછો જીવતો મુકી દઇશું? અને કદાચિત તેને પાછો જીવતોજ છોડી દીધો તો તે ફરી અમારોજ અંત લાવવા પ્રયત્ન કર્યા વિના રહેવાનો નથી એ પણુ નક્કી છે!"

"છતાં પણુ તમોને મારાથી પહેલા તો એક પાઇ પણુ આપી શકાય એમ નથીજ. કામ પૂર્ણ થતાંજ તમોને તમારી રકમ પ્રાપ્ત થશે!

"તો પછી અમારાથી પણુ તમારૂં કામ કરી શકાય એમ નથી. કાર્ય પૂર્ણ થતાં પહેલાંજ તમારે અમોને બાકીની રકમ આપી દેવી પડશે!"

"આ શું કાસમમીયા!" શતીશે કંટાળીને ઉત્તર આપ્યો. "તમે આમ પ્રત્યેક સમયે અમોને સંતાપો છો એ ઠીક નથી, ચાલો ગણો! ઉઠાવો, રૂપીઆ ઉઠાવો!" શતીશે રૂપીઆ ગણી આપ્યા.

કાસમે તેને બહાર ઉભો રાખ્યો અને એક બારીમાંથી તેને જે ઓરડામાં નિશાનાથ સુતો હતો તે ઓરડામાં અવલોકવાની સૂચના આપી અને પોતે નગ્ન તરવાર લઇ ઓરડામાં ઘુસ્યો,

નિશાનાથને બેભાન બનાવી દેવામાં આવ્યો હતો. તે બેશુદ્ધિમાં એક પલંગપર શબની દશામાં પડેલો હતો. કાસમમીયાએ ત્યાં જતાંજ પોતાની લાઇટ સળગાવી અને નિશાનાથના ગળાપર બરાબર લક્ષ સાધી પોતાની **તલવાર ઉગામી** પ્રબળતાપૂર્વક લગાવી દીધી!



# પ્રકરણ:–૨૧ મું.

## મારી ગરદન ઉડાવી દો !



તીશખાણુ હતાશ થઇને કાસમમીયાને બગલેથી પાછો આવ્યો. અને શશિબાલાનો સર્વનાશ કરવાના વિચારથી તેના પલંગપ્રતિ અગ્રગામી બન્યો. શશિબાલા આ વખતે તેના પલંગપર સુતી હતી. અને સર્વત્ર શાંતીનો આવિર્ભાવ દૃગગોચર થતો હતો આ અવકાશ જોઇ શતીશે પોતાની તલવાર શશીબાલાનો વધ કરવાના ઉદ્દેશથી તેના કંઠપર ઉગામી, પરંતુ એટલામાં અચાનક શશીબાલા ભયંકર આક્રોશ કરતી જાગૃત થઇ ગઇ. તેણે શતીશનો હસ્ત પોતાના હાથમાં પકડી લીધો અને શોકન્વિત મુખમુદ્રાએ તેને કહેવા લાગી, 'શતીશખાણુ ! દયા કરો ! મેં પ્રથમ કરેલી પ્રાર્થના પૂર્ણ કર્યા પછીજ મારો પ્રાણનાશ કરવામાં પ્રવૃત્ત થાઓ; પણ તે પહેલાં મારા આયુષ્યનો અંત લાવશો નહિ!"

"ભરો દિલમાં દયા; દુખમાં મધુર અશ્વાસનો આપી,  
દિલાસા રંકને દેતા જીવન નકકી જવા દેજો !  
ભલાઇ ભાળતા આંખો કદી ઝાંખી બને તેનો,  
ન કરતા શોક નયનોને ભલે અંધા થવા દેજો !  
જીવન ધનમાલ ને મિલ્કત હરીફાઇ અને હીકમત,  
તમારા પ્રાણની કિંમત પરાર્થે અર્પવા દેજો !"

"શશીબાલા! એવું બનવાનો હવે અવકાશજ રહ્યો નથી કારણ કે તારો ભાઇ જન્મદેશનિકાલની સજામાં ગયો છે એટલે તે તમોને મળી શકે એવો સંભવ નથી."

"મારો ભાઈ! મારો ભાઇ જન્મદેશનિકાલની સજામાં ગયો?" આટલું બોલતા તે અબળા બેશુદ્ધ થઇ ધરણીપર ઢળી પડી. શનીશ્ચબાબુની ક્રુરતાની હદ આવી રહી. તે પોતાના હસ્તમાં સમશેર લઇ શશીબાલાને સંહારવા આગળ ધસી ગયો અને પોતાની તલવારઉગામી તેનો વધ કરવા પ્રવૃત્ત થયો. તેણે સમશેર ઉપાડી—પણ? પણ તેજ ક્ષણે તેનો હાથ અટકી પડયો, સામેજ ઉભેલી પોતાની પત્નીને નિહાળતા તેની તરવાર અટકી ગઇ અને તે ક્રોધના આવેશમાં આવીને ગરજી ઉઠયો, "ઓહ કમબખ્ત અબળા! જ્યારે જોઉં છું ત્યારે મારા કાર્યમાં વિક્ષેપ નાંખવાને તું ખરીને ખરીજ! ચંડાળ! તરતજ આ ઓરડો છોડીને શયનાગારમાં ચાલી જા અને તારા કાર્યનો આરંભ કરી દે!"

"હું જાણવા માંગું છું કે તમે અહીં કયા કાર્યમાં પ્રવૃત્ત થયા છો તે!"

"તે જાણવાનો તારો અધિકાર નથી તારી તો માત્ર મારી આજ્ઞાને શિરોધાર્ય કરવાનીજ ફરજ છે કારણ પત્નિએ પતિના વચનોનો સત્કાર કરવો એમાંજ તેનું શ્રેય રહેલું છે!"

પતી પ્રમદાતણી દેહનો ખરો રક્ષક અને માલીક,
સતિ અબળા પતિ પ્રભુના બધા હુકમો સ્વિકારે છે!
ગતિ ગજગામિની કેરી નથી ભર્તાર વિણુ બીજી.
પતિના પુણ્ય સ્મરણો તે સ્રીના દુઃખો વિદારે છે!
ભયંકર આ ભવાબ્ધિમાં સ્રીની સૌભાગ્ય નૌકાનો.
સુકાની—નાથ નૌકાને કિનારે તે ઉતારે છે!

"પણ તમારે હાથે અન્યાયના કામો થતાં હોય તે અટકાવવા એ પણ મારો ધર્મજ છે. કારણ કે જેમ પતિની આજ્ઞાઓ પાળવી એ પ્રમદાનું ભુષણ છે તેવીજ રીતે પતિને અધર્મમાર્ગમાંથી તારવો નહિ એ પણ દારાનું દુષણ છે. જીવન સર્વસ્વ સ્વરૂપ સ્વામીને દુષ્કૃત્યોથી દૂર કરવો એ આર્ય રમણીનું આભુષણ છે.

સતિનો ધર્મ સ્વામીની સદા સેવા કરી તેના
અધમ અવગુણ હરી તેને ઘટે સંહારવા અંતે!
કથી નિજકાન્તને વચનો સુભગ શિક્ષાતણા મુખથી
સુગુણશાળી સતિરમણી સુધારે કથને ખંતે!
નિહાળી કર્મ રામાના થઇ ત્યાં મુગ્ધ અંતરથી,
સતિ સંસાર નૌકા છે વચન એવા કથ્યા સંતે!

"તરૂણિકા! બસકર! તારી સાથે શાસ્ત્રાર્થ કરવા હું ઇચ્છતો નથી કે મારે તારી સાથે વાદ વિવાદ કરવો નથી; મારા પ્રાણની રક્ષા ખાતર મારે આ રમણીનો વધ કરવોજ પડશે અને તે હું અવશ્યજ કરીશ એવો મારો કદાગ્રહ થઇજ ચુક્યો છે માટે જો મારા પ્રસ્તુત કાર્યમાં તું વિઘ્નરૂપ થશે તો પ્રથમ હું મારી તલવારને તારોજ ભોગ આપીશ અને પછી! પછી તેજ રૂધીરના ભરેલા હસ્તે હું આ રમણીનો શીરચ્છેદ કરીશ!"

પ્રથમ મુજ માર્ગના કંટક દળ્યા તેની ખબર લઇને,
પછી પાછી અધર્મે હું કરીશ આ દેહની વૃત્તિ!
જીવે દુસ્મન બધા જગમાં અને હું આ તજું સૃષ્ટિ!
નહિ એવી અહિંસામાં કદિ મુજ થાય પ્રવૃત્તિ!
સર્પ સસમાં કાયા હણાયા હાથથી અંતે.
પછીએ ધર્મ ધરવાથી કહો શું થાય નિષ્પત્તિ!

"બસ તો તેમ કરો તેની મને ચિંતા નથી, લાવો તમારી તરવાર લાવો અને પ્રથમ મારી આ ગરદનને ઉડાવી દો! પછી ખૂશીથી તમારે જે કરવા હોય તે અધર્મ આદરો! મારી તેમાં ના નથી!"

પ્રથમ આ કંઠ સંહારી, મને નિર્દોષને મારી,
ભૂલી ઇશ્વર નિરાકારી, ભરો આ પાપથી કાયા.
હરિ નિર્દોષ હૈયાને, ચિરી નરનાર છૈયાને,
કરી જૂદા પપૈયાને, ભરો સંતાપથી કાયા.
પરંતુ છે સ્મરણ શબ્દો, નગ્રિત ને અપંગોના,
હણે પૈલાદને પણ તેં હણે નિજ શ્રાપથી કાયા!

"તરૂણિકા! તારી હઠ તારો જીવ લેશે!"

"તેની મારે પરવા નથી! લ્યો આ રહ્યું મસ્તક; પ્રથમ તેને ઉડાવી દો!" તરૂણીકાએ ઉત્તર આપતા પોતાની ગરદન શતીશની આગળ ઝુકાવી દીધી. શતીશબાબુ લજ્જીત થઇ ત્યાંથી તરતજ એ હિંસાકાર્યનો પરિત્યાગ કરી ચાલ્યો ગયો *

## પ્રકરણઃ—૨૨ મું.

### તમે મારા ભાઈ છો.



સમ્મીયાએ નિશાનાથના કંઠપર પોતાની સમશેરનો પ્રહાર તો કર્યો પણ તેજ ક્ષણે દૈવયોગથી નિશાનાથ ને જે પલંગપર સુવાડયો હતો તે પલંગની નીચે નો જીર્ણ થએલો ભાગ ખસી જવાને લીધે પલંગ વાંકો બની ગયો, આથી તે પ્રહાર નિશાનાથના કંઠપર ન

થતાં પલંગના ઇસ સાથે અફળાયો અને તેને લીધે તલવારના ટુકડે ટૂકડા બની જઈ નિશાનાથની જીવતજ્યોતિનો સમિપ આવેલો નિર્વાણ કાળ પુનઃ લંબાવા પામ્યો. કાસમ પોતાની સમશેરનો તેના પર બીજો પ્રહાર કરે તે પહેલાં તેની અને રસુલની વચ્ચે દ્રવ્યના સંબંધમાં ખટપટ થઇ પડી અને તેથી તેઓ ક્રોધાતિરેકથી વ્યગ્ર થએલા પ્રસ્તુત કાર્યનો પરિત્યાગ કરી ત્વરિતજ પોતાના શયનાગારમાં ચાલ્યા ગયા; આજ બનાવથી શતીશબાબુને હતાશા વ્યાપી ગઇ અને તેથી તેણે પોતાના ગૃહે જઇ શશિબાલાનો અંત લાવવાના પ્રયત્નો પણ કરી નાંખ્યા, અને તેમાં પણ તેને નિષ્ફળતા મળવાથી તે પોતે એક એકાંત ગૃહમાં જઇને બેઠો અને હવે કયે પ્રકારે કાર્ય કરવું તત્સંબંધી વિચાર કરવા લાગ્યો. શતીશબાબુની પત્નિ તરંગિણી શશિબાલાને પોતાની સાથે લઇ પાકગૃહમાં ચાલી ગઇ ત્યાં ગયા પછી તેણે એક ગુપ્ત ગૃહ ઉઘાડી શશિબાલાને ત્યાં નિર્ભયતા પૂર્વક રહી શકે એટલા માટે ગુપ્ત રહેવાની આજ્ઞા આપી અને પોતે પાછી બહાર આવી પાકગૃહમાં ઉપસ્થિત થઇ.

આ પાકગૃહના મધ્ય ભાગે એક સુંદર દેવગૃહ બાંધેલું હતું. તરંગિણીએ તે દેવગૃહ પાસે જઇ તેની એક કળ દબાવી તે સાથેજ તે દેવગૃહ અદ્ધર ઉપર આવી ગયું, આ દેવગૃહની લંબાઇ પહોળાઇ ત્રણ અને બે ફૂટની હતી તેની ઉપર ચડી જતાંજ ત્યાં એક સીડી મુકેલી તેની દ્રષ્ટિએ પડી તરંગિણી એ સીડી પરથી નીચે ઉતરી ગઇ તેણે નીચે જઇ પુનઃ એજ કળ દબાવી કે તે સાથેજ પાછું દેવગૃહ તેને સ્થાનેજ આવી ગયું !

તરંગિણી આગળ ગઇ અને તે અંધકારમય ગુહામાં એજ માર્ગે પ્રયાણ કરવા લાગી ! આ માર્ગ કાસમમીયાના ગૃહ તરફ જતો હતો.

તરૂણિકા નિશાનાથને કેદ કર્યા સંબંધીની સર્વ માહિતી જાણતી હોવાથી તે સીધીજ નિશાનાથને જે સ્થળે બંદિવાન બનાવી રાખવામાં આવ્યો હતો તેજ ઓરડામાં ગઇ. આ વખતે નિશાનાથ પોતાના પલંગપર નિદ્રાધીન થઈ પડેલો હતો અને તેની પાસે નગ્ન તલવાર લઇ રસુલ પોતેજ ઉભો હતો. તરૂણિકાએ રસુલને જોતાંજ પોતાની પાસેથી એક રૂમાલ કાઢી તેની ઉપર પાંચ સાત ટીપાં ક્લોરોફાર્મના નાંખ્યા અને તે તેને સુંઘાડી દીધા ! ક્લોરોફાર્મની વાસ પોતાના શ્વાસોચ્છ્વાસમાં જતાંજ રસુલ બેભાન બની ત્યાં ઢળી પડયો અને તરૂણિકા નિશાનાથની પાસે નિર્વિઘ્ને જવાનું સદભાગ્ય પ્રાપ્ત કરી શકી !

તરૂણિકાએ નિશાનાથની પાસે જઇ તેના કંઠપર પોતાનો હાથ મૂકયો અને તેને જાગ્રત કરવાની ચેષ્ટા કરવા લાગી, તેવોજ તે જાગી ઉઠયો. નિશાનાથ પોતાની સામે ઉભેલી એ નિર્દોષ રમણીને જોઇ અપાર આશ્ચર્યમાં પડી ગયો અને તેણે તેને પૂછયું, "તમે કોણ છો અને અત્યારે મારી સમક્ષ શા માટે ઉપસ્થિત થયા છો વારૂં !"

"નિશાનાથ ! હું તમારા એક શત્રુની પત્નિ છું અને તે છતાં તમારા મિત્રનું કાર્ય બજાવવા હું અત્યારે તમારી પાસે ઉપસ્થિત થઇ છું. આપ શું મારી યાચનાનો સ્વિકાર કરશોકે ?"

"દેવી ! તમારી યાચના જો યોગ્ય હશે તો તેનો સ્વિકાર કરવાની મારી ઇચ્છાજ છે એમ સમજી લેવામાં તમારે જરાપણ સંકોચ રાખવાનો નથી કારણકે હું અત્યારે સંકટમાં છું અને મને પણ સ્હાયતાની તો આવશ્યકતાજ છે, માટે તમે કોણ છો અને અત્રે શા માટે ઉપસ્થિત થયા છો એ જણાવવાની કૃપા કરશો તો આપનો અવશ્ય ઉપકાર થશે !"

"નિશાનાથ ! હું કમલનયનબાબુના મુનીમ શતીશચંદ્રની દુર્ભાગી પત્ની છું અને મારા સ્વામીના જીવનની ભિક્ષા માંગવાને માટે તમારી સમક્ષ ઉપસ્થિત થઇ છું. મારૂં નામ તરૂણિકાદેવી છે ?"

"તરૂણિકાબ્હેન ! તમારા સ્વામીના કૃત્યો એટલા બધા ઘાતકી અને અધમ છે કે તે કોઇપણ દિવસ અવશ્ય સરકારને હાથે ફાંસીને લાકડે ચઢી પોતાનો પ્રાણ ગુમાવવાનોજ છે. તેણે કમલનયનબાબુની સાથે રહી ઘણાં દુષ્કર્મો કર્યા છે અને છેવટે બે સરકારી માણસોના પણ ખૂન કરાવ્યા છે એટલે હવે તે કોઇપણ પ્રકારે બચી શકે એવો સંભવ નથી !"

"તે વાત હું સારી રીતે જાણું છું અને તેવો સંભવ ન હોવાથીજ હું આપની પાસે મારા પતિદેવના ગુન્હાની ક્ષમા યાચું છું. આપ જાણતાજ હશો કે પૈસો કેવી ખરાબ વસ્તુ છે તે ! મારા પતિએ પણ એજ પૈસાને લીધે-લાલચને વશ થઇ શેઠના કહેવા પ્રમાણેના નિષ્ઠુર અત્યાચારો કર્યા છે અને પછી પોતાનાપર આવેલા એ ગુનાહમાંથી છટકી જવા માટે તેમને બે સરકારી માણસોના ખૂન કરવા પડયા છે !"

"તમારી એ વાત ખરી છે બ્હેન ! પણ તે સાથે તમારે એ પણ વિચાર કરવોજ જોઇએ કે એનો ગુન્હો સરકારને ચોપડે નોંધાયો છે અને સરકારી સિપાઇઓ તેને પકડવાને માટે ખડે પગે તૈયાર થઇ ફરે છે પછી તેનો બચાવ હું શી રીતે કરી શકું એમ છે !"

"મહાશય ! તમે કહો છો તે વાત મારા લક્ષની બહાર નથી હું પણ જાણું છું કે તમો મારા સ્વામિના ગુન્હાઓનું નિવારણ કરી શકો એમ તો નથીજ પરંતુ આપ અમોને એટલી અનુકુળતા કરી આપશો તો તેથી પણ અમારા ઉપર તમારો ઘણોજ ઉપકાર થશે.

આવતે શનીવારે અહીંથી જાપાન જવાની 'કામાગાટામારૂ' સ્ટીમર ઉપડે છે. એ સ્ટીમરમાં બેસીને આ દેશ હમ્મેશને માટે છોડી જવો એ અમારી ઇચ્છા છે. જો આપ અમોને તેટલી અનુકુળતા કરી આપશો તો પણ અમ સરખાં દુર્ભાગી ઉપર તમારો ઘણો ઉપકાર થશે."

"પરંતુ બ્હેન! એ પણ બની શકે એમ નથી કારણ કે વિદેશ ગમન કરવાને માટે પ્રથમથી તમારા નામ ઠામ વિગેરે જાહેર કરવા પડે છે અને તેજ માણસો પછી વિદેશ પ્રત્યે પ્રયાણ કરી શકે છે. તો પછી તમો એમ એકદમ શી રીતે બહાર જઇ શકશો!"

"તેને માટે પણ અમે બંદોબસ્ત કર્યો છે. અમારો એક મિત્ર પોતાની બે સ્ત્રીઓ સાથે વિદેશ જવાનો છે તેમને તેમ કરતા અટકાવી અમોજ તેમને બદલે ચાલવા જઇશું તો પછી અમોને કોઇપણ રીતનો બાધ આવે એમ નથી! નિશાનાથ! તમે મારા ભાઇ છો! કૃપા કરી અને આટલી સગવડ અવશ્ય કરી આપો અમે તમારા આજન્મઋણી રહીશું અને તેના બદલામાં હું તમોને આ કારાવાસમાંથી મુક્ત કરાવી દઇશ!"

નિશાનાથના હૃદયમાં આ વાકયોના અમૃતથી એક પ્રકારનું ઘોર યુદ્ધ શરૂ થયું તે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. જરા વાર રહી તેણે તરૂણીકાને પ્રશ્ન કર્યો, "ત્યારે તમે આ પ્રકારે પરદેશ ઉપડી જવાની બધી તૈયારી તો કરી રાખી છે પછી તે વાત તમો મને શા માટે કહેવાને અત્રે ઉપસ્થિત થયા!'

"નિશાનાથ! તેનું એકજ કારણ છે જો અમો સ્વતંત્ર રીતેજ અમારા ઘરથી બહાર નીકળીએ તો પોલિસો તો ગીધની માફક અમારા ઉપર ટાંપીજ રહ્યા છે તે અમોને છોડશે નહિ માટે અમારી જોડે બંદર સુધી તમારા આખા કુટુંબને પણ સાથે મોકલવા કૃપા કરો કે તમારા

કુટુંબમાં હું તથા મારા સ્વામી સ્ત્રી વેશમાં વિદ્યમાન હઇશું તો અમારૂં કોઇપણ નામ લઇ શકશે નહિ ! ભાઇ ! હવે વિલંબ ન કરો મારી સાથે ચાલો ! શશીબાલાને પણ મેં બચાવી છે તેને તમારી સાથે લઇ જઈ તમારી ઇચ્છા હોય ત્યાં મૂકી આવો અને મારા કંથને તેના પ્રાણની ભિક્ષા આપો !"

"શું શશીબાલા તમારે ત્યાં છે !"

"હા !" તરૂણીકા બોલી; તે બંન્ને ત્યાંથી પલાયન કરી જવાના વ્યવસાયમાં પ્રવૃત્ત થયા.

# પ્રકરણઃ—૨૩ મું.

## કેસ ચાલ્યો.



જે દીવસે કાસીમ બજારની કોર્ટમાં ખુનના ખુન કેસની શરૂઆત થઇ. રજનીકાન્ત કાસીમ બજારનો પ્રસિદ્ધ વ્યાપારી હોવાથી આજે કોર્ટમાં ઘણીજ ભીડ માલમ પડતી હતી. અને તેથી કોર્ટનો રંગ ઘણો બદલાઇ ગયો હતો શહેરમાં વિચિત્રિત પ્રકારની વાતોનુ વાતાવરણ વ્યાપ્તમાન થઇ ગયુ હતું. કોઈ રજનીકુમારનેજ દોષિત ઠરાવતા હતા તો કોઇ તેની પ્રમાણિકતાના વિજય ગીતો ગાતા હતા અને કોઇ આવા પાપકર્મોથીજ તેણે પૈસો મેળવ્યો હોવાનું અનુમાન કરતા હતા. બરાબર બારનો ટકોરો થતાજ કોર્ટમાં ન્યાયદાતા મહાશયનું આગમન થયું અને તે સાથે ત્યાં પ્રવર્તેલી અશાંતિનો અંત

આવી ગયો. કેસની શરૂઆત થતા રજનીકુમારને ત્યાં લાવી હાજર કરવામાં આવ્યો, ફરિયાદી તરીકે મી. ચેટરજી કામ કરતા હતા અને તેમના તરફથી બંગાળાના જાણીતા એડવોકેટ જનરલ મી. રાયચોધરી કામ ચલાવતા હતા. બચાવ પક્ષ તરફથી એક પણ વકીલ રોકવામાં આવ્યો નહોતો. કેસનો પ્રારંભ થતાંજ રજનીકુમારની પાસેથી મળી આવેલા બધા પુરાવાઓ, પેલા કમલનયનબાબુના અલંકારો અને લોહીવાળા છરા વિગેરે કોર્ટમાં રજૂ કરવામાં આવ્યા હતા અને ત્યાં પડેલી જુબાનીઓ ઉપરથી રજનીકાન્તજ ખુની હોવો જોઇએ એની સર્વને ખાતરી થઇ ગઈ હતી.

"મી. રજનીકુમાર! આવો ભયંકર ગુન્હો તમારે શા માટે કરવો પડયો વારૂં! તમે ધનીક ગ્રહસ્થ આવા ભયંકર અપરાધમાં પ્રવૃત્ત થાઓ એશું તમોને શોભા આપનારૂં છે?" ન્યાયાધિશે પહેલોજ પ્રશ્ન કર્યો.

"સાહેબ! આ સંબંધમાં હું કશું જાણતો નથી અને મારી ખાતરી છે કે હું તદ્દન નિર્દોષ છું!" રજનીકાન્તે ઉત્તર આપ્યો.

"તમારી પાસેથી જે પુરાવાઓ અને મુદ્દા મળી આવ્યા છે તે પરથી એમ માની શકાય છે ખરૂં કે તમે તદ્દન નિર્દોષ છો? તમે પોતેજ ખૂની નહિ હો તોપણ ઓછામાં ઓછું તમે ખુનના ગુન્હામાં મદદ કરી છે એતો ખરૂંજને!"

"સાહેબ! મેં ખુનના કામમાં મદદ પણ કરી નથી કિંવા જ્યાં અને જ્યારે ખુન થયું હશે ત્યાં અને ત્યારે હું હાજર પણ ન હોતો છતાં જે માણુસ ખુની છે તેનું નામ મારાથી આપને આપી શકાય એમ નથી અને આપ મને ગમે તેટલી શિક્ષા આપશો તો પણ ખુનનો ખરો ગુન્હેગાર કોણ છે તે હું આપ નામદારને જણાવી શકતો નથી!"

"પરંતુ જો તમે એ પ્રમાણે ખરા ખુનીનું નામ દેવાનું યોગ્ય નહિજ ધારશો તો કોર્ટને તમારા પર દિલગિરિ સાથે ખુન-અથવા ખુનમાં મદદ કરવાના ગુન્હાનું આરોપણ કરવું પડશે!"

"તે માટે સાહેબ! નામદાર કોર્ટ સ્વતંત્ર છે."

"વળી જો તમો ખૂનના ગુન્હામાં તકસીરવાર નથી તો પોલીસ આગળ સ્ટેટમેંટ આપતા તમે પોતાનેખૂની તરીકે ઓળખાવ્યા છે તેનુંશું!"

"તેનું કારણ મેં તેજ વખતે દરશાવ્યું હતું પછી આપ ફરી શા માટે એવો પ્રશ્ન મને પૂછો છો!" રજનીકાન્તે કહ્યું.

અંતે યોગ્ય વિધિ થવા પશ્ચાત રજનીકાન્ત ઉપર ખુનનો ગુન્હો સાબીત થયો અને ના. કોર્ટે તેને ફાંસીની શિક્ષા ફરમાવી દીધી! લોકોમાં કુતુહલ ફેલાવી રહેલો એ ખુલતા ખૂન કેસ અલ્પ અવસરમાંજ પૂર્ણ થઈ ગયો અને સર્વત્ર શાંતીનો વિસ્તાર થયો.

## પ્રકરણ:—૨૪ મું.

### "હું તમારી લક્ષ્મી છું."



એક બાજુએ રજનીકુમારની ઉપર વિપત્તિનું વાદળ વરસી રહ્યું હતું ત્યારે બીજી બાજુ કમલનયન-બાબુનું કુટુંબ પણ સુખી ન હોતું કમલનયનની પત્નિ અનુરાધા પાસેથી શશીબાબુએ દશ હજાર રૂપીઆની માંગણી કરી હતી એ વાર્તા અમારા વાંચકોના લક્ષમાં હશેજ પરંતુ મૃતક શશીબાલાના શબને અવલોકવાનું અહોભાગ્ય અનુરાધા પ્રાપ્ત કરી શકી નહી. બીજેજ દિવસે પ્રભાત કાળે અનુરાધા ઉપર પોલિસોએ વોરંટ બજાવ્યું

અને તેને પોતાના કબજામાં લીધી. અનુરાધા ઉપર કઈ બાબતના ગુન્હાનો આરોપ મુકવામાં આવ્યો હતો તેની કોઇને માહિતી નહોતી પરંતુ ખૂલના ખૂન કેસના રહસ્યને જાણનારાઓ તેના ઉપર પણ કોઇ પ્રકારનું ભયંકર તહોમતજ હોવું જોઇએ એમ સારી રીતે ધારતા હતા. જેલના જે ક્વાર્ટરમાં રજનીકુમારને રાખવામાં આવ્યો હતો તેની પાસેનીજ ઓરડીમાં અનુરાધાને પણ બંદિવાસ આપવામાં આવ્યો હતો. રજની-કાન્તને જ્યારથી ફાંસીની સજાનું જજમેંટ વાંચી સંભળાવવામા આવ્યું હતું ત્યારથી તેના ગાત્રો ઢીલા થઈ ગયા હતા અને તેના શરીર પરનું બધું નુર ઉડી જઈ તેની દેહ ફિકી પડી ગયેલી ભાસતી હતી આજે સવારના તે ઉઠયો અને શૌચ કર્મને માટે બહાર જવાને તત્પર થયો તેવીજ તેની દૃષ્ટિ અચાનક અનુરાધા ઉપર ગઇ! અનુરાધાની દૃષ્ટિએ રજનીકાન્ત પ્રત્યક્ષ થતાંજ તેના શરીરમાં ભયંકર ચમકારો પેસી ગયો અને તેની આંખો મિચાઇ ગઇ! વોર્ડરો રજનીકુમાર જેવા પ્રતિષ્ઠિત સજ્જન જોડે ઘણીજ સારી રીતે વર્તતા હતા અને તેથી તેમણે રજની અને અનુરાધા થોડી મિનિટ વાતો કરી લે તે માટે વાંધો લીધો નહિ! રજનીબાબુએ અનુરાધાને જોતાંજ પ્રશ્ન કર્યો,

"કોણ લક્ષ્મી! તું અહી શી રીતે, શા માટે આવવા પામી!"

અનુરાધા આ પ્રશ્નનો શું જવાબ આપે તેના નેત્રોમાંથી અશ્રુઓનો ભયંકર પ્રવાહ વહેવા લાગ્યો અને તેણે રડતા રડતા કહ્યું, "હું શું કહું! મારા દુઃખોનો પાર નથી અને આજે આ જેલ નિવાસના ભયંકર સંકટો પણ ભોગવવાનો વારો આવ્યો છે! દૈવે મને દગો દીધો છે! હું અભાગિની સ્વકુલથી ભ્રષ્ઠ થઇ મૃત્યુના મુખમાં આવી પડી છું!"

" પણ લક્ષ્મીબાળા! દિનાજપુરથી ન્હાસી ગયા પછી તું અહી શી રીતે આવી અને એવા કયા ગુન્હાને પ્રતાપે તારે આ જેલ નિવાસ સહન કરવો પડયો!"

"તે કથા ઘણી લાંબી છે, છતાં હું એ સઘળીજ વાર્તા આપની આગળ વિસ્તારીને કહું છું, આપને યાદ હશે કે તમે જે દિવસે મેસર્સ હટર અને વિલસન કંપની સાથે કોલસાનું કોન્ટ્રાક્ટ કરવા ગયા હતા તેજ રાત્રીએ આપણે ત્યાં કમલનયનબાબુ આવ્યા અને તેમણે મને કહ્યું કે રજનીકાન્ત કલક તેથી કાશી યાત્રાએ જવાના છે માટે તમોને તે ખાસ અગત્યનો સંદેશો કહેવા સ્ટેશને બોલાવે છે! હું આ સંદેશો સાંભળી તૈયાર થઇ અને સ્ટેશને જવા માટે ઘરથી બહાર આવી; તેવાજ બે ચાર મુસલમાન ગુંડાઓ મારી પછવાડે ફરી વળ્યા અને તેમણે મને ઉચકી લીધી! તેઓ મને આ પ્રમાણે ઉંચકીને કમલનયનબાબુને ઘેર લઇ આવ્યા અને ત્યાં પાંચ હજાર રૂપીએ મને વેચી દીધી! કમલનયનને મેં ત્યાંથી મને આપણે ઘેર પુનઃ મોકલવા બહુ બહુ વિનંતી કરી પણ તે નર પિશાચ સમજ્યો નહિ અને અંતે મારે તેની સાથે લગ્ન કરવા પડયા. ત્યાં રહેતા રહેતા મને ખબર પડી કે તે મુસલમાન ગુંડાઓ પાસે બાબુ કમલનયનેજ મારૂ હરણ કરાવ્યું હતું! કમલનયને ત્યાં મને કોઇ વાતે સુખ નહેતું આંખો દિવસ અને રાત મારે સખ્ત મજુરી કરવી પડતી હતી અને તેના બદલામાં હું માત્ર બે વારનુ ભોજન મેળવતી હતી. આમ કેટલાક દિવસો ગયા પછી અચાનક કમલનયનબાબુનું ખુન થયું અને તે પછી પોલિસોએ મને પણ કારાવાસીની બનાવી અહીં લાવીને રાખી છે? કમલનયને મને પોતાને ઘેર આણ્યા પછી મારૂં લક્ષ્મી નામ બદલી નાંખ્યું અને તે મને અનુરાધા કહેવા લાગ્યો. આ પ્રપંચ ફુટી ન જાય તે માટે તે મને ઘરથી બ્હાર પણ નિકળવા દેતો નહિ! આમ વિપત્તિમાં ને વિપતિમાં મેં મારૂં જીવન પૂર્ણ કર્યું.

(સચિત્ર) ૮ ચિત્રો સાથે

# પોલાદી પંજે.

ડિટેકટીવ નવલકથા.

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ગાંધર રોડ-સુરત.



માલીક:-શ્રી. પ્રાણલાલ છગનલાલ [illegible]-સુરત.

શંકર પ્રેસ-સુરત.]

કીંમત બાર આના.

અને અંતે જેલના દુઃખો બાકી હતા તે પણ આજે પૂર્ણ થયા, **નાથ! હુંજ તમારી લક્ષ્મી છું."**

"તમોને કયા ગુન્હા માટે પકડવામાં આવ્યા છે!"

"મારી ઉપર શશિમાલા મારી ભત્રિજી– હીને કુમારમાં કમલનયનની ભત્રિજીનું ખુન કરાવવાનો પ્રપંચ રચ્યાનું તહોમત છે।

"ત્યારે અત્યારે શશિમાલા કયાં છે!"

"તે શનિશબાબુની ગુપ્ત ગુફામાં બંદિવાસીની બની પડેલી છે. મને શનિશ કહેતો હતો કે નિશાનાથ ડિટેકટીવે જ્યારે શશિમાલાને પોતાની પાસે સાક્ષી તરીકે બોલાવી હતી ત્યારે તે પોતાની સ્કૂલના હોસ્ટેલમાંથી ગાડીમાં બેસીને નિશાનાથની ઓફિસ તરફ જતી હતી આજ વખતે શનિશના માણસો તેને ઉંચકી ગયા હતા!"

"ત્યારે આ બધો અત્યાચાર શનિશે કર્યો છે?"

"અરે, હજી ખરો અત્યાચાર તો હવે પછી થવાનો છે. શનિશબાબુ શશિમાલાનું ખુન કરી નાંખવાની ઇચ્છા રાખે છે.

"તે શા માટે!"

"કારણ ભયંકર દ્રવ્યલોભ!"

"ભયંકર દ્રવ્યલોભ!"

"હા! **ભયંકર દ્રવ્યલોભજ** આ સંસારના અનર્થોનું મૂળ છે; જુઓ! કમલનયને મન ઉઠવી જવાનો જે પ્રપંચ રચ્યો તે પણ **ભયંકર દ્રવ્યલોભથીજ;** તેની એમ ધારણા હતી કે લક્ષ્મીની પાસે વિપુલ દ્રવ્ય છે અને તે જો મારા હસ્તમા આવશે તો હું અખૂટ ધન સંમ્પતિનો સ્વામી થઇશ! આવા **ભયંકર દ્રવ્યલોભેજ** મારા જીવનનું સત્યાનાશ વાળી નાંખ્યું. શનિશબાબુએ કમલનયનના કથ્યા પ્રમાણે

જે અત્યાચારો કર્યા તે પણ ભયંકર દ્રવ્યલોભનો દાસ થઇનેજ કર્યા અને કનકભુષણ પણ તેથીજ માર્યો ગયો.

"કનકભુષણ શશિબાલાનો એકનો એક ભાઇ તે શી રીતે માર્યો ગયો ?"

"ભયંકર દ્રવ્યલોભથી ! કમલનયનબાબુના બંધુ અને કનકભુષણના પિતા રતિકુમાર, તેમણે પોતાની સંમ્પતિનું એવું વીલ કરી દીધું છે કે જો કનકભુષણ અને શશીબાલા આ સંસારમાં જીવન્ત રહેશે તો પોતાની સઘળી મીલ્કત કનકભુષણનેજ પ્રાપ્ત થશે અને તેણે પ્રતિવર્ષે શશિબાલાને સો સો રૂપીઆ આપવા પડશે ! પરંતુ જો તે બંન્ને બાળકો મરણાધિન થાય તો એ સઘળી મિલ્કતનો માલિક કમલનયનબાબુજ થશે ! આ વીલથી કમલનયનબાબુનો ભયંકર દ્રવ્યલોભ જાગૃત થઇ ગયો અને તેણે શશિબાલા અને કનકભુષણનો વિનાશ થઈ જાય એવો માર્ગ શોધી કાઢયો ! અમારો મુનીમ શતિશબાબુ કેવા પ્રકારનો માણસ છે તે તમે સારી રીતે જાણો છો. એક દિવસ કનકભુષણે કમલનયનની પાસેથી પોતાના રૂપીઆ પેટે પાંચ હજાર રૂપીઆની માંગણી કરી પણ કમલનયને તે માન્યું નહિ ! ત્યારે કનકભુષણે અમારાથી જુદું ઘર કર્યું અને પૈસા મેળવવા માટે દારો માંડયો. એક સમયે કનકભુષણ અમારા બારણાપરથી જતો હતો એટલે ક્રુરાત્મા કમલનયને તેને બોલાવ્યો અને ઘણો સમજાવી પટાવી, જમાડી અમારે ત્યાંજ સુવાડયો. તેજ રાત્રે કમલનયન પોતે એક મોટો છરો લઇ શતિશનું ખૂન કરવા તૈયાર થયો ! એજ દિવસે કમલનયને શતિશ પાસે એક બેંકમાંથી થોડીક નોટો મંગાવી હતી. કમલનયને પોતે છરો લઇ શતીશની ઓરડીમાં પેસી તેના ગળાપર બે ચાર ઘા કર્યા. આ વખતે

તેણે કનકભુષણની બેગ ઉઘાડી તેમાંથીજ ધોતર અને ખમીસ કાઢી લઇ તે પહેર્યાં હતા અને જાણી જોઇને તેના ઉપર લોહી ઉડવા દીધું હતું. શતિશ બેભાન થઇ ગયો કે તરતજ કમલનયન બહાર આવ્યો અને તેણે તે કપડા, છરો અને નોટો બધું કનકભુષણની બેગ ઉઘાડી તેમાં મુકી દીધું. કનકભુષણ તો બિચારો આ વખતે ઉંઘતો હતો તેને આવા ભયંકર પ્રપંચની કશીજ ખબર નહોતી.

---

## પ્રકરણઃ—૨૫ મું.

### રજનીબાબુ ફાંસીએ.



અનુરાધાએ આગળ ચલાવ્યું. કમલનયનની તો એમજ ધારણા હતી કે પોતાના છરાના આઘાતથી જાણે શતિશ મરણજ પામ્યો હશે પરંતુ તેમ નહોતું થયું. શતીશ શસ્ત્રના આઘાતથી બેભાન બની ગયો. કમલનયન જ્યારે તેને જોવાને પાછો ઓરડામાં ગયો ત્યારે તેને માલમ પડયું કે શતીશ માત્ર બેભાન બની ગયો હતો. તેને શુધ્ધિ આવતાંજ તેણે કમલનયનને પૂછયું, સાહેબ! આ મારા કંઠપર આઘાત કોણે કર્યો !"

"શતિશ ! મને તેની માહીતી નથી પરંતુ જો તું પોલિસો આગળ મારૂં ખુન કરવાની કનકભુષણે કોશીષ કરી હતી એવી જુબાની આપશે તો હું તને વીસ હજાર રૂપીઆનું ઇનામ આપીશ. શતીશ ! કનકભુષણની બેગમાં તારી દેહપર આઘાત કરનારો છરો, ખુનીએ પહેરેલાં વસ્ત્રો અને તારી નોટો પણ વિધમાન છે તે સંબંધીની પણ પોલિસને અવસ્ય ખબર આપજે !" કમલનયને તેને કહ્યું.

શતિશે તે વાત કબુલ કરી અને તેણે તે પ્રમાણે જુબાની આપવાથી શનિશના ખુની તરીકે કનકભુષણ કેદ થયો! પોલિસ તપાસમાં ખુનની બધી સામગ્રીઓ પણ કમલનયને કનકભુષણની બેગમાં મુકી હતી તે મળી આવી અને તેને જન્મદેશનિકાલની સજા થઇ! આ રીતે કમલનયનનો ઉદ્દેશ કનકભુષણને ફાસીએ દેવાનો હતો તે તો સિદ્ધ થયો નહિ પરંતુ તેને જન્મદેશ નિકાલની શિક્ષા તો આખરે ભોગવવીજ પડી. હવે શશિબાલાને કેમ ઠેકાણે પાડવી તેજ એક વાત બાકી હતી. તેને માટે કમલનયને એવો પ્રબંધ કર્યો કે શશિબાલાને હાથે તમારૂં ખુન કરાવી નાખી તમારા ખુની તરીકે શશીબાલાને પકડાવી દેવી! આ યોજનાની સિદ્ધી કરાવવાનું કામ મારા હાથમા સોંપવામાં આવ્યું હતુ. આ કામમા શશીબાલાની કબુલત લેવા માટે તે નિર્દોષ બાલાને મેં ઘણી દુઃખી કરી. ચાર દિવસ તો અમે તેને ભુખે મારી અને અન્નપાણી વગર અપવાસેજ રાખી મુકી પણ આ દુર્દૈવ કહો કે સુદૈવે કહો 'આર્યાવર્ત લાઇફઇન્સ્યુરન્સ કંપનીના મેનેજરને કોઇએ એ વાતની ખબર આપી! શશિબાલાનો એજ વીમાકંપનીમાં વીમો ઉતરાવ્યો હોવાથી તેણે અમારા ઉપર નોટીસ મોકલી એટલે અમારાથી તે પછી તેને વધારે દુખ આપી શકાયું નહિ! તે છતાં બીજી રીતે તેને ત્રાસ આપવાનું અમે ચાલુજ રાખ્યું અને છેવટે તેના લગ્ન કરવાને માટે એક એવો વ્યભિચારી તથા દારૂડીયો યુવાન શોધી કાઢી અમે શશિબાલાને સાફ જણાવી દીધું કે જો તું રજનીબાબુનું ખુન નહિજ કરશે તો તારા લગ્ન આજ કુપાત્રપુરૂષ જોડે કરી દેવામાં આવશે. આ ધમકીથી ડરી જઇને છેવટે તેણે તમારૂં ખુન કરવાનુ કબુલ્યું અને તે પોતાની સાથે બે છરા લઇ તમારૂ ખુન કરવાને માટે ખુલ્લને ગઇ; ત્યાર પછી શું થયું તેના

ઇતિહાસની મને કશી માહિતી નથી પરંતુ જ્યારે તે પાછી આવી ત્યારે તેના મુખપર ભયંકર શોક ફેલાએલો હતો અને તેનું હૃદય વિદિર્ણ થઇ ગએલું લાગતું હતું ! મેં તો ધાર્યું હતું કે શશિબાલાએ તમારૂં ખૂન કર્યુંજ હશે પણ આ વાતને બીજે દિવસેજ કમલનયનનું ખૂન થયાના સમાચાર મળ્યા અને વિચિત્ર રીતે તેનું શબહિન શીર અમારા બંગલામાંજ આવી પડ્યું !" આટલું કહી અનુરાધા શાંત બની ગઇ, તેણે આંખોમાંનું પાણી લુછી નાંખ્યું અને પોતે કરેલા દુષ્કર્મોની વારંવાર પોતાના પતિ પાસે ક્ષમા માગવા લાગી. આ જોઇ રજનીકાન્ત બોલ્યો. "લક્ષ્મી ! તું મારી પત્નિ હતી અને ગુંડાઓના ત્રાસને લીધેજ કમલનયનના ભ્રષ્ટાગારમાં જવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત કરી શકી હતી. તે માટે હું તને કશોજ દોષ આપવા માંગતો નથી. શશિબાલાની અરધી વાત તેં મને કહી છે અને બાકીની અરધી હું કહું છું શશીબાલાનો મારે માટે ઘણોજ પ્રેમ છે અને તેથીજ તેને હસ્તે મારો ઘાત થયો નથી. સાંભળ લક્ષ્મી ! શશિબાલાને જે દિવસે તમે મારૂં ખુન કરવાને માટે મોકલી તે દિવસે તેણે મારૂ ખુન કરવાનું પ્રથમ તો નક્કીજ કર્યું હતું પરંતું મારે બંગલે આવતાજ તેના વિચારો ફરી ગયા, તે મારા પલંગ સુધી આવી, પણ તેવોજ તેના હૃદયમાં સ્નેહ ઉભરાઇ આવ્યો અને તેણે મને જાગૃત કરીને કહ્યું "ન્હાસો ! ન્હાસો ! તમારો પ્રાણ ભયમાં છે ! આજ પળે આ બંગલો છોડી ચાલ્યા જાઓ ! અહીં રહ્યા તો યાદ રાખજો બાબુજી ! માર્યા જશો; (જુઓ; ટાઇટલ પેજ ઉપરનું ચિત્ર)

શશીબાલાના આ શબ્દોથી હુ જાગૃત થયો અને મારા કપડાં પહેરી તૈયાર થઇ ગયો હું અને શશીબાલા અમે બંન્ને સ્ટેશને આવ્યા અને અમે ટીકીટ લઇ ટ્રેનમાં બેઠા હું હાસીમબજારમાં આવી મારી ઓફિસે ગયો અને શશીબાલા તમારે ત્યાં આવી !"

" ત્યારે તમને ક્યા ખૂન બદલ ફાંસીની સજા થઈ છે ! હાય ! હાય ! એ કષ્ટ તમે કેમ સહન કરશો મારા નાથ !" અનુરાધાની આંખોમાંથી પાણીની ધારા વહી નીકળી.

"લક્ષ્મી ! લક્ષ્મી ! હવે એવો ખોટો પ્રેમ રાખવાનું કંઇ કારણુ નથી ! જો આ સંસાર તે કેવળ નરકાગાર છે. જગતમાંથી આજે શુદ્ધ પ્રેમ ઉડી ગયો છે. આજે જ્યાં ત્યાં દ્વેષ અને દેહના ભોગ-વિલાસોજ ભરેલા છે, ભયંકર દ્રવ્યલોભ પ્રત્યેક સ્ત્રી પુરૂષની છાતીએ ચઢી બેઠો છે અને તેમાં ભારતનો નાશ થઇ રહ્યો છે. આજે દુનીયા-માંથી દૈવી સંસારનો સર્વ નાશ થયેલોજ અવલોકાશે. આજ દુનીયા એટલે તો અનુરાધા ! શયતાની સંસાર ! તું અને હું કોણુ ! પતિ અને પત્નિ કોણુ ! એ બધા આ પાર્થિવ વિશ્વના ખોટા સ્નેહ સંબંધો છે. હ દિક પ્રેમ–સાચો પ્રેમ–દૈવી પ્રેમ એજ એક સાચી વસ્તુ છે પણુ તે પ્રેમ એ કોના તરફનો ! સચ્ચીદાનંદ નિરંજન નિરાકાર પરિબ્રહ્મના દિવ્યતત્વ તરફનો ! તેજ પ્રેમને ભજનારનું કલ્યાણુ છે. અને એજ પ્રેમની ખાતર હું આજે વગર ગુન્હે ફાંસીએ જાઉં છું ! છતાં હું પ્રેમના યજ્ઞમાં મારી દેહનું બલિદાન આપું છું તેનો મને હર્ષ થાય છે. એક નિર્દોષ બાલિકાનો પ્રાણુ બચાવવા મારે ખોટીજ રીતે ખૂનનો એકરાર કરવો પડયો છે અને તેથીજ હું ફાંસીએ જાઉં છું !"

"નાથ ! એમ શી રીતે ?"

"વાત એવી છે કે જે દિવસે કમલનયનના ખૂનની વાત પ્રકટ થઇ, તેને બીજેજ દિવસે મને શશીબાલાની સહીનો એક પત્ર મળ્યો હતો. તેમાં તેણે લખ્યું હતું કે કમલનયનના ત્રાસથી કંટાળી મેજ તેનું

ખુન કર્યું છે પણ હવે પોલિસોનો મને ઘણોજ ડર લાગે છે અને તેથી હું પોતે આપઘાત કરવાની છું."

આવો પત્ર મને મળતાજ મેં તેને ઉત્તર લખાવ્યો કે આમ કરવાનું કશું કારણ નથી, જો તું ખુની છે તો તારો પ્રાણ બચાવવાનો સહેલામાં સહેલો ઉપાય એજ છે કે તારી પાસે ખુનના જેજે પુરાવાઓ હોય તે બધા મને મોકલી આપવા અને તારે કોઇ મિયાબાઇના દેશી રાજ્યમાં ન્હાસી જવું. ત્યાંની પોલિસને હાથમાં રાખવાથી બધીજ વાતો આપણા લાભમાં સિદ્ધ થઈ શકશે." મારો આવો પત્ર જતાંજ શશીબાલાએ કમલનયનબાબુના પહેરવાના ઘરેણા જે તેમણે ખુન થયું તે દિવસે પહેર્યા હતા તે તથા તેનું જે છરાએ ખુન કર્યું હતું તે છરાઓ મારી પાસે મોકલી આપ્યા; મેં તે લઈ લીધા અને મારી પેટીમાં છુપાવી રાખ્યા! કમલનયનબાબુના પહેરવાના અલંકારો મારી પાસે રાખવા મને ઉચીત ન લાગવાથી તે કોઇ સંસ્થાને આપી દેવાના ઉદ્દેશથી હું તેને ખીસામાં નાંખીને બહાર જવા તૈયાર થઇ બેઠો હતો ત્યાં નિશાનાથ ડિટેકટીવ અને પોલિસ અધિકારી મી. ચેટરજી મારી પાસે આવ્યા. અને જડતી લઇ મારી પાસેથી ઘરેણા તથા છરાઓ મેળવી તેમણે મનેજ ગુન્હેગાર ઠરાવી દીધો! હવે મારી પાસે શશીબાલાના હસ્તાક્ષરોના કાગળો છે એટલે જો હું ધારું તો, તે કાગળો રજુ કરી હું પોતે તો છટકી જાઉં એમ છે પણ તેમ કરતા શશીબાલા બંદિવાન થઇ ને ફાંસીએ જાય એમાં કશો સંશય નથી! અનુરાધા! મારાપર શશિબાલાનો અપાર પ્રેમ છે તેણેજ મને મરતો બચાવ્યો છે જો તેણે મારોજ નાશ કરી નાંખ્યો હોત તો હું શું કરત! કિંવા તેણે મને ન ચેતાવ્યો હોત તો શશીબાબુના મુસલમાન ગુંડાઓને હાથે તેજ દિવસે હું માર્યો જાત! પણ શશીબાલાએ

મને બે વાર બચાવી લીધો ! તેની ઇચ્છા તો મારે ત્યાં આવી મારો ગૃહસંસાર સુધારવાનીજ હતી ! પણ હવે ! હવે શું ! હવે હું સંસાર છોડી જવાની અણીપર છુ. આજે કે કાલે આ મારી દેહ માટીમાં મળી જવાની છે. છતાં મને એક વાતનો તો સંતોષજ થશે કે મેં મન હારિણી—આવી ભાર્યાના બચાવમાં પ્રાણાર્પણ કર્યું છે. હું આજે જો આ પોટળ ફોડી દઉં તો હજીએ જીવંત રહું અને શશીબાલા ફાંસીએ ચઢે; પણ તે હું ચહાતો નથી અને એટલાજ માટે મેં કોર્ટમાં પણ ખુનનો ખોટો એકરાર કર્યો છે. અનુરાધા ! મરતા મરતા પણ મારે હાથે મારી શશિબાલાનું ભલું થાય એ હું ઇચ્છુ છુ !"

"હવે એનો ભેદ હું કહું નાથ !" અનુરાધા બોલી.

"અનુરાધા પોતાનુ બીજું વાકય પુરું કરે તે પહેલાં કેદીઓની સહવારની તપાસનો બેલ થયો અને રજનીકુમારને પોલિસો ઇષ્ટ સ્થળે લઈ ગયા.

ચાર દિવસો પછી ! પછી રજનીકાન્તનો કુરકાળ આવી હાજર થયો અને રજનીકાન્ત પત્નીપ્રેમના બલિદાનનું ઉત્તમ દૃષ્ટાંત બની ગયો ! ફાંસીની સજા અમલમાં આવી ગઇ. રજનીકાન્તના પ્રાણ સ્વર્ગે ગયા; પરંતુ હજુ હવે તેની દેહ ફાંસીને લાકડેથી નીચે ઉતારી પણ ન હોતી તેટલામાં જેલ સપ્રીન્ટેન્ડન્ટ, જેલર, જ્યુરર અને જસ્ટિસને ચાર તાર મળ્યા, "મહેરબાની કરી રજનીકાન્તને સજા થઇ હોય તો તેને અમલ મુલતવી રાખો. રજનીકાન્ત તદન નિર્દોષ છે !" લી. નિશાનાથ ડિટેકટીવ.

રજનીકાન્ત ફાંસીએ ચઢી ગયો હતો ! વિધિ કયાં કોઇની પરવા કરે એવો છે !



# પ્રકરણ:—૨૬ મું.

## " શશીબાલાનો ત્યાગ !"



તિશયાણુની પત્નિ તરફિકા નિશાનાથ ડિટેકટીવને પોતાની સાથે લઇ કાસમના ગુપ્ત ગૃહમાંથી બહાર નીકળી પુન: પોતાના નિવાસભવનમાં આવી રહી અને તેને પિચાશોના પાપી હસ્તમાંથી મુક્ત કરી દીધો. નિશાનાથ શનીશના ગુપ્ત ગૃહમાં એક સ્થળે બેસીહવે કેવા પ્રકારે કાર્ય કરવું તેનો વિચાર કરતો હતો એટલામાં તેની સાથે અચાનક શશીબાલાનો ભેટો થઈ ગયો. શશીબાલાને જોતાંજ નિશાનાથે તેને કુશલ વર્તમાન પુછયા અને તે ત્યાં કેવી રીતે આવવા પામી હતી તત્સંબંધીની બધી માહિતિ જાણવાનો પોતાનો મનોભાવ પ્રકટ કર્યો શશીબાલાએ તે સઘળી વાત તેને વિસ્તારપૂર્વક કહી સંભળાવી અને પોતે નિશાનાથના નવા પ્રશ્નની રાહ જોતી સ્વસ્થ થઇને બેઠી એટલે નિશાનાથે પુછયું; "વારૂં શશીબાલા ! હવે વિશેષ તમારે કઇ કહેવું છે !"

"હા, મારે અગત્યની એક વાત આપને નિવેદન કરવાની છે જો આજ્ઞા હોય તો કહી જાઉં !"

"બોલો, એ સિવાય તમો કાંઇ મહત્વની વાત જાણો છો વારૂં ?"

"હા; એક ઘણીજ મહત્વની વાત મારે તમને જણાવવી છે, તે વાત જો જગતના જાણવામાં નહિ આવે તો સંભવ છે કે રજનીકુમાર પોતેજ ખુની છે એવો સર્વને સંશય જશે અને નાહક તે માર્યો જશે; મારી કાકી

અનુરાધાને તો તમે સારી રીતે ઓળખો છો. કમલનયનબાબુના મરણ પછી તેણે પણ પતિની પ્રભુતા બરાબર સાચવી છે અને રજનીકુમારને તથા મને ફાંસીની શિક્ષા મળે તેને માટે તેના પ્રયત્નો અહોરાત્ર ચાલુજ છે. તેણે મારી પાસે રજનીકાન્તપર એવો ખોટો પત્ર લખાવ્યો હતો કે જાણે કમલનયનબાબુનું ખુન મેંજ કર્યું છે. અને તેથી મારે હવે આત્મહત્યા કરવી છે. આના જવાબમાં તેમનો મને ઉત્તર મળ્યો કે તું ખુની છે છતાં તારે આપઘાત કરવાની આવશ્યકતાજ નથી કારણ કે તે કમલનયનના ત્રાસથી કંટાળીજ તેનું ખુન કર્યું છે. હવે તું તારી પાસેનો બધો મુદ્દામાલ મને મોકલી આપ!" "આવો રજનીકાન્તનો પત્ર મને પ્રાપ્ત થતાંજ મારા કાકી અનુરાધાએ બે છરા તથા કમલનયનબાબુના અલંકારો રજનીકુમાર–રજનીકાન્ત (રજનીબાબુ) ઉપર મોકલી આપ્યા અને તે તેમણે પોતાની પાસેજ મારો પ્રાણ બચાવવા રાખી પણ લીધા! હવે જો પોલિસોના હાથમાં આ મુદ્દામાલ જશે તો અવશ્ય તેઓ રજનીકાન્તનેજ ખુની ગણશે અને તે કારાવાસી થશે!"

"શશિબાલા! તમારી વાત ખરી છે. રજનીકુમારને પોલિસોએ મુદ્દામાલ નીકળવાથી પકડયોજ છે અને સંભવ છે કે કદાચ તે ફાંસીની શિક્ષાએ પણ જશે!" આટલા શબ્દ બોલી નિશાનાથ ઉઠયો અને તેણે એક માણસને "પાસેની પોરટ ઓફિસમાં જેલ સુપ્રીન્ટેન્ડેટ, જેલર, જયુરર અને જસ્ટિસ ચારે જણા ઉપર "મહેરબાની કરી રજનીકાન્તને સજા થઇ હોય તો તેનો અમલ મુલતવી રાખો, રજનીકાન્ત તદ્દન નિર્દોષ છે. લી. નિશાનાથ ડિટેકટીવ!" આ પ્રમાણેના તાર મુકવા રવાના કર્યો. વાંચકો જાણેજ છે કે એ તાર પહોંચે તે પહેલાંજ રજનીકાન્તને ફાંસી દેવાઇ ગઇ હતી!

એટલામાં આર્યમિત્ર દૈનિક પેપરનો એક અંક લાવી તરુણિકાએ નિશાનાથના હસ્તમાં મુક્યો; તેણે તેને ઉપાડયો, તેવીજ તેની દ્રષ્ટિ નીચે પ્રમાણેના વર્તમાન પર ગઇ.

## અંતે બાબુ રજનીકુમારને ફાંસી !

"ગઇ કાલે અત્રેના જાણીતા બેંકર શ્રીયુત રજનીકુમાર મુખોપાધ્યાયને હેસ્ટિંગ્સ રોડપર આવેલા નં. ૨૦૧ વાળા બંગલામાં નિવાસ કરતા શ્રી કમલનયન ઘોષનું ખુન કરવા માટે ફાંસીની સજા થયેલી તેનો અમલ થઇ ગયો છે! આ કેસમાં જાણવા જેવી મિના એ હતી કે આરોપી પોતે અતુલ શ્રીમંત હોવા છતાં તેણે કાયદાના સલાહકારો રોકવાની ના પાડી હતી, વળી વધુ આશ્ચર્ય જેવું એ પણ દેખાતું હતું કે તેના મિત્રોએ તેના લાભમાં રોકવા માંડેલા ધારાશાસ્ત્રીઓનો પણ તેણે અસ્વિકાર કીધો હતો અને પોતે સ્ટેટમેંટ આપ્યુ હતું કે ખરા ખુનીને પોતે ઓળખે છે અને તે છતાં તેના હિતને માટે તે તેનું નામ દેવા ઇચ્છતો નથી! ના. કોર્ટે તેને ખુનમાં મદદ કરવાના આરોપ સર ગુન્હેગાર ગણ્યો હતો અને તેથી તેને ફાંસીની સજા ફરમાવી હતી! આ પ્રમાણે ઘણે દિવસે ખુલનાના બંગલામાં થએલા ખુનનો નિકાલ આવ્યો છે. અને ખુલના ખુન કેસ ઉપર છેવટનો પડદો પડી ચુક્યો છે."

આ સમાચારો વાંચતાંજ શશિબાલા બેભાન થઇ ગઇ. નિશાનાથને પણ ઘણોજ સખ્ત આઘાત થયો, તેણે શશિબાલા પાસે ખુનની યોગ્ય બાતમી મેળવી હતી અને તેથી રજનીકુમારને ગમે તે રીતે બચાવી લેવો તેને તે પોતાનું ધર્મકાર્ય સમજતો હતો. આ વર્તમાનથી તેની પણ બધી મહેનત ધુળ મળી ગઇ હતી માત્ર તેને એટલોજ સંતોષ હતો કે તેણે ખુલના ખુનકેસની પુરી માહિતી પ્રાપ્ત કરી

હતી અને રજનીકુમારને ફાંસી થવા અગાઉજ તે રજનીકુમાર ગુન્હેગાર નથી એ વાત શોધી કાઢી શકયો હતો. આજ વખતે જોડેના ઓરડામાં એક ધડાકો થયો ! નિશાનાથ તેવોજ ત્યાં જોવા ગયો. ત્યાંનો ભયંકર કરૂણાજનક દેખાવ નિહાળતાં તેની આંખોમાં પાણી આવી ગયા. શશિબાલાએ રજનીકાન્તના શોકમાં પોતાની પાસેની પિસ્તોલવડે આત્મઘાત કર્યો હતો અને તે પિસ્તોલનોજ ધડાકો નિશાનાથે સાંભળ્યો હતો. શશિબાલા બેશુદ્ધ થઇ જતા તેને ઉંચકી લઇ જઇને નિશાનાથ અને તરૂણિકાએ જોડેના પલંગમાં સુવાડી દીધી ! ત્યાં તેને શુદ્ધિ આવતાંજ તેને હૃદયમાં રજનીકુમારની થએલી દુર્દશા સબંધીના વિચારો પુનઃ ધસી આવ્યા અને તેજ શોકમાં તેણે પોતાનો દેહ મૂક્યો !

તરૂણિકા અને શશિશને હવે કેવી રીતે બચાવવા તે સંબંધીનો નિશાનાથને મોટો પ્રશ્ન થઇ પડયો. તરૂણીકાનો નિશાનાથની ઉપર મોટો ઉપકાર થયો હતો. કારણ કે જો કાસમ અને રસુલના ભયંકર ગુપ્તગૃહમાંથી તરૂણીકાએ તેનો ઉદ્ધાર ન કર્યો હોત તો અવશ્ય કાસમે તેનો નાશજ કરી નાખ્યો હોત. આથી તરૂણીકાને તે પોતાની વંદનીયતા માનતો હતો અને તેના સ્વામીની રક્ષા કરવાનું પોતાનું સુકૃત્યજ છે એમ સમજતો હતો. એક તરફ ખરા ખુનીને શોધી કાઢવાની પોતાની ફરજ હોવાનું પણ તે સારી રીતે જાણતો હતો અને તેથી ખુનીને જાણવા છતાં જવા દેવો એ પણ ઇશ્વરદ્રોહ કરવા જેવુંજ ભયંકર કાર્ય છે એમ તેને લાગતુ. અને બીજી બાજુએ શશીબાલા એક ખંડમાં મરણ પામી–પડી હતી તેના શબનુ શું કરવું એ પણ પ્રશ્ન હતો. બીજે દીવસે સાંજના આરેક વાગ્યાનો સમય થતાં શતીશે સ્ટવ સળગાવ્યો અને તેણે ચહા કરવા માંડી. તરૂણીકા તેને ચહાના સાધનો લાવી આપતી હતી. વચમાં એક સ્પીરીટનો સીસો

પડેલો હતો. એટલામાં તરૂણીકાનો પગ અચાનક તે સ્પીરીટના સીસાપર પડ્યો, અને તેને યોગે સીસો સ્ટવપર ઢળી પડતાં સ્ટવ ફાટવાથી તેનો છુટો થયેલો એક ભાગ શતીશની છાતીમાં આવીને બેસતાંજ તે આ પાર્થિવ પૃથ્વીનો પરિત્યાગ કરી પ્રભુને પંથે પડ્યો. તરૂણિકા વિધવા થઇ. નિશાનાથને હવે પોતાના વચનમાં અંતરાય આવે એવું રહ્યું નહિ. તેણે તરતજ ત્યાંથી બહાર આવી પોલીસ ટુકડી લઈ શતીશબાબુના ગૃહમાં પ્રસ્થાન કર્યું. અને ત્યાંથી શતીશ અને શશીબાલાનાં દેહને જ્યુરી હાઉસ તરફ લઈ જવાની આજ્ઞા આપી. યોગ્ય વિધિ થયા પછી તેમની દેહનો અંત્યેષ્ટિ સંસ્કાર થઇ ગયો. શનિશબાબુને ઇશ્વરેજ યોગ્ય સજા કરી દીધી હતી, હવે નિશાનાથનું માત્ર એકજ કામ બાકી રહ્યું હતું અને તે બાબુ કનકભુષણ ઘોષને કારાવાસમાંથી મુક્ત કરાવવાનું ! નિશાનાથ પહેલો જેલવોર્ડમાં પડેલા અનુગવાને મળ્યો અને તેની પાસેથી કનકભુષણના ગુન્હાની બધી માહીતી મેળવી તે પછી તરતજ સેન્ટ્રલ જેલ તરફ રવાના થયો અને જે વોર્ડમાં કનકભુષણને બંદિવાન બનાવી રાખવામાં આવ્યો હતો તે વોર્ડમાં જઇ તેને મળ્યો. આ વખતે રાત્રી હોવાથી કનકભુષણ નિદ્રાધીન બની ગયેલો હતો. નિશાનાથે તેને જાગૃત કર્યો અને પૂછ્યું, 'કનકભુષણ ! તમો મને ઓળખો છો કે ભૂલી ગયા છો વારૂં !"

"નહિ સાહેબ ! મને આપનું બરાબર સ્મરણ છે. મારી સ્મરણશક્તિ જો મને દગો નહિ દેતી હોય તો મારૂં કહેવું ખરૂં પડશે કે આપ મને પ્રથમ કાસીમબજારના સ્ટેશને મળ્યા હતા અને આપે ત્યાં મારી સાથે વાતો કરી હતી "

"બરાબર છે ! હવે તમારો આખો ખૂનકેસ મારે ફરી ચલાવવાનો હોવાથી તમો એ સબધીની એક અરજી આપો કે તમારો કેસ કોર્ટ ફરી તપાસી જુએ !"

"એવી અરજી શી રીતે આપવી તેની સાહેબ! મને કશી પણ માહિતી નથી."

તેની ચિંતા નથી, કારણ કે એ અરજી હું ઘડી લાવ્યો છું. માત્ર તારે તે ઉપર સહીજ આપવાની બાકી છે. તારી સગીર વય હવે ટળી ગઈ છે એટલે તારી સહી કરેલી અરજી કાયદેસર ગણાશે અને મારા રિમાર્કથી મને આશા છે કે દયાળુ ન્યાયાધિશો કદાચ તમારો કેસ ફરી તપાસી પણ જોશે. તમારી અરજી પણ હું લખી લાવ્યો છું માત્ર તે પર તમારે સહી કરવાનીજ બાકી છે!" એટલું કહી તેણે એક અરજી કઢીને તેના હાથમાં મુકી. કનકભુષણે તે અરજી લઈ વાંચી જોઇ અને તેના ઉપર પોતાની સહી કરી આપી. નિશાનાથે તે અરજી જેલર–જેલસુપ્રીન્ટેન્ડન્ટ દ્વારા યોગ્ય સ્થળે રવાના કરી દીધી. અને પોતે પણ એજ અધિકારી પર એક જુદો રિપોર્ટ મોકલી આપ્યો.

ના. કોર્ટની કૃપાથી કનકભુષણનો કેસ તેમણે ફરી તપાસી જોયો. આ વખતે નિશાનાથ ડિટેકટીવને પણ ત્યાં સાક્ષી તરીકે રજુ કરવામાં આવ્યો હતો. મુખ્ય આધાર જેલવાસીની અનુરાધાની જુબાનીપર હતો. અનુરાધાએ જે વાતો રજનીબાબુને કહી હતી તેજ બધી વાતો પુનઃ નામદાર જસ્ટિશ સાહેબને વિસ્તારપૂર્વક કહી સંભળાવી અને તેની પુષ્ટિમાં અનુરાધાએ પોતાના ટેબલમાં મુકેલી કમલનયન અને શ્રતીશબાબુની ડાયરીઓ મંગાવી તે વાંચી જવાની વિનંતી કરી. આ ડાયરીઓ કમલ- નયનને ઘેર લેવા જવું પડે તેમ નહોતુંજ. નિશાનાથે તે ક્યારનીજ મેળવી લઇને પોતાની પાસે રાખી મુકી હતી તેણે પ્રથમ કમલનયનબાબુની ડાયરી ના. કોર્ટ સમક્ષ રજુ કરી દીધી! કમલનયને સ્વહસ્તેજ તેમાં પોતે કનકભુષણબાબુને શી રીતે ફસાવ્યો તે બિના લખી રાખી હતી!

આ ડાયરીની બીનાઓ વાંચતાંજ ત્યાં એક પ્રકારનો આનંદ પ્રવર્તી ગયો. કનકભુષણના ચર્ણમાંથી બેડીઓ નીકળી ગઈ અને તે નિર્દોષ ઠરી છુટી ગયો. કનકભુષણબાબુએ મુક્ત થયા પછી નિશાનાથની શોધ કરવા માંડી પરંતુ તેનો ત્યાં કોઇપણ જગ્યાએ પત્તો લાગ્યો નહિ!

ક્યાંથી પત્તો લાગે! જેને સરકારી પગાર ખાઇને જનતાની ખરેખરી સેવાજ બજાવવી હોય તેને માટે ૨૪ કલાકનો દિવસ ઓછોજ પડે એમાં કાંઇ આશ્ચર્ય નથી. તે શશીશબાબુની ડાયરી લઇને કોઈ બીજીજ તપાસમાં ઉપડી ગયો હતો, વાંચકોને યાદ હશે કે ખુશના-ખુનકેસના ખુનીઓ શોધવાનું કામ હજી બાકીજ હતું. રજનીકાન્ત વિના વાંકેજ માર્યો ગયો હતો. તેણે ધાર્યું હતું કે શશીબાલાજ પ્રસ્તુત કામમાં ગુન્હેગાર હતી પણ અત્રે દર્શાવી ગયા તેમ તે પણ અનુરાધાનો એક ભયંકર પ્રપંચજ હતો! ચાલો ત્યારે એકવાર આપણે પુનઃ ખુશના ખુનકેસનો ખરો ખુની શોધી કાઢીએ!



## પ્રકરણ:—૨૭ મું.

### "રજનીકાન્ત નિર્દોષ છે!"




રે બાજુ દિશાઓમાં ઘોર અંધકાર ફેલાઇ ગયો હતો. બાર વાગી ગયા હોવાથી કાસીમબજારના સઘળા મહોલ્લાઓમાં નિર્જનતા અને સુમસામ થએલી દૃષ્ટિગોચર થતી હતી. પંખીઓના વૃંદ પોતાના માળાના વિશ્રામ લઇ રહ્યા હતા. ઠંડીનો સખત કડાકો પડ્યો હતો, એવે સમયે કાસીમબજારના એક નિર્જન માર્ગમાં નિશાનાથ પ્રયાણ કરી રહ્યો હતો. પ્રસ્તુત માર્ગ ઇસ્લામીયા કલબ તરફ જતો હતો. આ વખતે કલબનું મકાન ઉઘાડું હતું, તેમાંથી દિવાનો આવતો પ્રકાશ માર્ગને અજવાળવાનો જરાતરા પ્રયત્ન કરતો હતો અને વાજીંત્રોના અવાજ રસ્તાપર સ્પષ્ટ સંભળાતા હતા. નિશાનાથે પાસે જઇ દિવાના પ્રકાશમાં તે કલબમાં કેટલાં માણસો ઉપસ્થિત છે તે જોવા માંડ્યું, તેને લાગ્યું કે આસરે આઠેક માણસો કલબમા સગીતમા મસ્ત થઇ ગમે તેમ બરાડા મારતા પડયા છે. નિશાનાથ ત્યાંથી પાછો ફર્યો અને તેણે પોલિસોની એક ટુકડી લાવી કલબની નીચે ગોઠવી દીધી. તથા પોતે એક પોલીસને સાથે લઇ કલબના ઓરડામાં ઘુસ્યો. નિશાનાથને અંદર આવેલો જોતાજ ત્યાં દોડધામ થઇ રહી. એક બાજુએથી અચાનક બે માણસો ઉઠયા, અને બારીમાથી બહાર કુદી પડયા. નિશાનાથના સિપાઇઓ નીચે ઉભાજ હતા, તરતજ તેમણે તેમને બંદિવાન બનાવી બેડીઓ પહેરાવી, કારાવાસ તરફ રવાના કરી દીધા!

શશીશેખરબાબુની જે ડાયરી નિશાનાથને પ્રાપ્ત થઈ હતી તેમાં તેને એક પૃષ્ઠપર બે નામ લખેલાં મળી આવ્યાં હતાં. તેમાં એક નામ કાસમનું હતું અને બીજું રસુલનું હતું. તથા તેમના નામની સામેજ ખા મીયા કલનનું નામ લખેલું હતું આથી તે વિના વિલંબે ખસ્સામીયા કલન તરફ રવાના થયો. કાસમ અને રસુલને નિશાનાથ બરાબર ઓળખતો નહોતો પરંતુ નિશાનાથને જોતાંજ તેઓ ત્યાંથી પલાયન કરવાનાં કાર્યમાં પ્રવૃત્ત થયા એટલે તેઓ સ્વહસ્તેજ કેદી બની ગયા. બીજે દિવસે નિશાનાથ સહવારે આઠેક વાગે ઉઠીને પોલિસહાઉસે રવાના થયો અને તેણે કાસમ તથા રસુલને પોતાની સામે લાવીને ઉભા રાખવાની આજ્ઞા આપી; તરતજ પોલિસોએ તેમને આણીને ત્યાં હાજર કર્યા. નિશાનાથે એક વેળા તેમની સામે કઠોર દ્રષ્ટિપાત કર્યો અને પછી પૂછ્યું.

"કાસમ! તમે જાણતા હશો કે મેં તમને શા કામ માટે પકડ્યા છે!"

"હા સાહેબ! અમે ધારીએ છીએ કે આપે અમને રજનીકાન્તબાબુ નામના શેઠીઆનું ખૂન કરવા માટે પકડ્યા છે!"

"રજનીબાબુનું ખૂન થયું નથી, એ વાત તમે જાણો છો?"

"સાહેબ! આપ બધી વાત જાણી તો ગયાજ છો. ત્યારે હવે હું તમારી આગળ કાંઈપણ છુપાવવાનું યોગ્ય ધારતો નથી તમે બહુ વિલક્ષણ માણસ છો અને અમારો સઘળો ભેદ તમોએ ઉઘાડો પાડી નાખ્યો છે. મને યાદ છે કે જે વખતે કમલનયનબાબુ જીવીત હતા તે વખતે તેમણે મને રૂ. એક હજારની રકમ આપવાનું ઠરાવી એક કામ સોંપ્યું હતું અને તે રજનીકુમારબાબુના ખુનનું! અમે જે દિવસે ખુન કરવા ગયા તેજ દિવસે તેમણે એક હિંદુ છોકરીને પણ એજ શેઠીઆનું ખુન કરવા મોકલી હતી અને તેથી આ બધો મામલો બગડી ગયો!

અમારી સાથે બાબુ કમલનયનનો મુનીમ શતીશચંદ્ર પણ હતો તેણે અમોને કહ્યું હતું કે આ હિંદુ છોકરી જો શેઠનું ખુન નહિ થાય તો તમે તરતજ જઇને એ છોકરીનું અને શેઠનું બંનેનું ખુન કરી નાંખજો! આ પ્રમાણે કમલનયને અમોને એ કામ સોંપેલું હતું ખરું તો પણ તેમને ખાત્રી નહોતી લાગતી કે અમે એ કામ બજાવી શકીશું કે નહિ! આથી તેઓ પોતેજ અમારાપર દેખરેખ રાખવાને માટે ખુલનાના જે બંગલામાં ખુન થયું હતું ત્યાં આવ્યા. અમે ત્યાં ઝાડને ઓથે સંતાઇને બેઠા હતા પણ શેઠની નજર અમારા પર ન પડવાથી તેઓ એકદમ બંગલામાંજ પેઠા! અમે બહાર બેઠા હતા તે દરમિયાન શતિશે પેલી હિન્દુ છોકરીને છરો આપીને પહેલેથીજ ત્યાં રવાના કરી હતી. અમે ધારતા હતા કે એ છોકરી અંદર પોતાનું કામ કરતી હશે પણ તેમ નહોતું' તેણે તે શેઠને જાગૃત કરી બધી વાત કહી દીધી અને કોઇ ગુપ્ત માર્ગે તેઓ બન્ને ત્યાંથી ન્હાસી ગયા! એટલામાં કમલનયનબાબુ અંદર પેઠા અને તેઓ ત્યાં પોતાની ભત્રિજીને શોધવા લાગ્યા. કે તે શું કરે છે, પરંતુ આખા બંગલામાં તેનો કશોજ પત્તો ન લાગ્યો. કમલ-નયનબાબુ આ પ્રમાણે ક્યારે અંદર ગયા તે વાતની અમને પહેલાથી ખબર નહોતી. એટલે અમે તો પેલી છોકરીને બહાર આવતી દીઠી નહિ. કે તરતજ અંદર પેઠા આ વખતે કમલનયનબાબુ આમથી તેમ ફરતા હતા અમે તેજ રજનીકાંત છે એમ ધારી લીધું અને મેં મારો છરો તેના જડબામાં ખોસી દીધો અમે અમારા કામની કમલનયનબાબુને ખાત્રી થવાને માટે તેનું માથું કાપી લીધું અને તે લઇ કાસીમ બજારમાં જઇ શેઠના બંગલામાં પેઠા! તે વખતે શેઠનું દિવાનખાનું ઉઘાડું હતું નિશાની દાખલ પેલું માથું ત્યાં મુકી અમે

પાછા અમારી કલબમાં ચાલ્યા ગયા. અમે ધારતા હતા કે રજનીબાબુનુંજ ખુન થયું છે પણ તેમ નહોતું ! જ્યારે અમે અમારા કામ બદલના પૈસા લેવાને કમલનયનને બંગલે ગયા ત્યારેજ અમોને ખબર પડી કે અમે જે માણસને મારી નાખ્યો છે તે રજનીકાન્ત નહિ પણ કમલનયનબાબુ પોતેજ છે ! પણ......

"પણ આ સિવાય તમે કશો બીજો ગુન્હો કર્યો નથી !"

"સાહેબ ! આપ જરા ધીરજ રાખો ! હવે અમે એક પણ ગુન્હો છુપાવવા માંગતા નથીજ. અમે આખી જીંદગીમાં એટલા બધા પાપકર્મો કર્યાં છે કે તેની શિક્ષા અમોને મળવીજ જોઇએ ! અમે શતીશબાબુના સેવકોજ હતા અને તેના પૈસા વડેજ અમે અમારૂં ગુજરાન ચલાવતા હતા, જયારે શતીશને કારાવાસ મળ્યો ત્યારે તેણે અમારા ઉપર એક ગુપ્ત ચિઠ્ઠી લખી મોકલી હતી અને તેમાં તેણે જણાવ્યું હતું કે જો તમો આ કારાવાસમાંથી મારી મુક્તિ કરાવી આપશો તો હું તમોને એક હઝાર રૂપીઆની બક્ષીસ આપીશ. આ પત્રિકા અમોને મળતાંજ અમે બંન્ને અમારા વસ્ત્રો પહેરી તૈયાર થઇ ગયા અને શતીશને જે જેલમાં રાખવામાં આવ્યો હતો ત્યાં ગયા. પહેલા અમે દરવાનને મારી નાંખ્યો અને પછી જેની પાસે જેલની ચાવીઓ હતી તેને મારી નાંખી તેની પાસેથી કારાગૃહની ચાવીઓ મેળવી અને ત્યાંથી શતીશને છોડાવ્યો સાહેબ ! છેલ્લામાં છેલ્લું અમારે હાથે આ એકજ પાપ થયું છે, પણ તેજ અમારા જીવનનો અંત લાવવા બસ છે. સાહેબ ! અમો ને એ પણ માલમ છે કે આ ગુન્હાના બદલામાં અમને ફાંસીનીજ શિક્ષા થશે; પણ તેથી જુઠું બોલવાનું હવે કાંઈ કામ રહ્યું નથી કારણ કે તમે અમોને સાક્ષી પુરાવા સાથે કેદ પકડયા છે પછી જુઠું બોલવાથી શું લાભ !" આટલુ બોલી કાસમ બોલતો અટકી ગયો.

"વારૂં કાસમ ! એ સિવાય કમલનયનબાબુના સંબંધમાં તમે બીજી કશી માહિતી ધરાવો છો ખરા ? તમારી અને કમલનયનબાબુની ઓળખાણ કયારથી અને કોની મારફતે થઇ હતી તે જણાવો."

"શતીશબાબુએજ અમારી પહેલ વહેલાં શેઠ સાથે ઓળખાણ કરાવી આપી હતી. અને તેના બદલામાં પણ શતીશે શેઠની પાસેથી ઘણી મોટી રકમ મેળવી છે !"

"વારૂં ! એ સિવાય બીજું કાંઇ તમારા જાણવામાં છે !"

આ પ્રશ્ન સાંભળી કાસમ સ્હેજ વિચારમાં પડી ગયો અને જરા વાર રહી બોલ્યો, "હા સાહેબ ! એક વાતની મને ખબર છે પણ તે વાતનો હમણાં કાંઇ સાબીત પુરાવો મળે એવું નથી. મરનાર શેઠ રજનીકાન્તના અને તેમની સ્ત્રી લક્ષ્મીના સંબંધમાં પણ તમે બધી વાતો મેળવી તો હશે. એ લક્ષ્મીને અમેજ પ્રથમ ઉઠાવી લાવીને કમલનયનના જનાનખાનામાં મુકી ગયા હતા એ રજનીકાન્તને લક્ષ્મીબાળાથી એક છોકરો થયો હતો પણ તે છોકરો તેમણે પોતાની પાસે ન રાખતા એક વેશ્યાને ત્યાં સાચવવા મુકી દીધો હતો, કારણ કે જ્યારે લક્ષ્મીબાળાને એ છોકરાનો પ્રસવ થયો ત્યારે રજનીકાન્ત અને લક્ષ્મીના લગ્ન થયા નહોતા ! પાછળથી જ્યારે લક્ષ્મી કમલનયનને ઘેર આવી ત્યારે તેણે પેલી વેશ્યાને ત્યાંથી એ છોકરો મંગાવી લઇ પોતાનાજ છોકરા તરીકે તેને મોટો કર્યો. તેજ રોમેશચંદ્રને નામે ઓળખાતો કમલનયનબાબુનો છોકરો છે. આ વાતની ખાત્રી થવાને માટે એક પુરાવો છે. રોમેશના હાથમાં જે કડું છે તેમાં આ બધી વિગત લખેલો પત્ર રજનીકાન્તે પોતાને હાથેજ લખીને અંદર મુકયો છે. આપ તપાસ કરશો તો તે પણ તમોને મળી શકશે ! બસ એ સિવાય અમે કાંઇપણ વિશેષ જાણતાં નથી."

"તમે આ કામમાં શતિક્ષઆબુની પાસેથી જે પૈસા મેળવ્યા તેનો શું ઉપયોગ કર્યો છે ? એ પૈસાની રકમ હાલમાં તમારી પાસેજ છે કે કોઇને આપી દીધી છે !"

'અરે સાહેબ ! એટલા પૈસાનો તે અમોને હિસાબ શું; અમારો ખરચ તો એક મોટા શ્રીમંત શેઠીઆ કરતા પણ વધારે હતો એટલે આવી રકમો તો અમારી પાસે ઘડીના છઠ્ઠા ભાગમાં ખલાસ થઇ જતી ! પણ મિયાભાઇ પડયા ! એટલે બાપદાદાથી અમને વારસામાં મળેલો લુટફાટનો ધંધો ચલાવતા, ખુન અને મારામારીનો તો અમોને કાંઇ હિસાબજ નહોતો એટલે અમારા હાથમાં હંમેશાં પૈસાની નદિઓ વહેતી અને અમારા ગૃહમાં એક પાઇ પણ નહોય તો પણ મોટા શેઠીયાની માફક અમે મહાલતા હતા !"

"તમારી ઇસ્લામીયાકલબ કોની છે અને ત્યાં તમે શામાટે જતા હતા!"

"અમારા જેવાજ વીસેક ધાડપાડુઓએ એ નામની આ કલબ સ્થાપી છે. અમો જે લૂટનો માલ લાવીએ છીએ તે બધો એ કલબની નીચે આવેલા ભોંયરામાં સંતાડીએ છીએ અને પછી તેને સરખે ભાગે વહેંચી લઇએ છીએ !"

"તમો લુંટોનું ધન પરસ્પર વહેંચી લો છો તેમાં તમારામાં કદાપિ કંકાસ કજીયો થતો નથી, તેવું થાય ત્યારે તમે શું કરો છો ?

"ઘણી વેળાએ તેમ થાય છે પણ તે માટે અમે એવો બંદોબસ્ત કરી રાખ્યો છે કે સૈયદ અન્વરૂદ્દીન નામનો માણસ અમારો મુખી છે તે છેવટે જે ઇન્સાફ આપે છે તે અમે સઘળા કબુલ રાખીએ છીએ !"

"એ બધા કયાં રહે છે તથા સૈયદ અન્વરૂદ્દીનનો મુકામ કયાં છે ?"

"કાર્નવોલિસ સ્ટ્રીટથી આમળ જતાં સોપારી બાગમાં જે મુસલમાનોની મોટી વસ્તી છે, તેમાંથી એ બધા માણસો જડી આવશે! ખરું પુછો તો સોપારી બાગમાં જેટલા મુસલમાનો રહે છે તે બધાજ અમારા જેવા ગળા ફાંસુનો અને મારામારીનોજ ધંધો કરે છે. પણ સાહેબ! હવે હું આપને તે પણ કહી દઉં છું કે તમે અમોને જ્યારથી બંદિવાન બનાવી દીધા ત્યારથીજ એ લોકો પોતાની સહિસલામતિ સાચવવા સોપારી બાગ છોડીને કોઇ બીજી જગ્યાએ ન્હાસી ગયા હશે; એટલે હવે આપ સાહેબને તેમનો પત્તો મળી શકે એમ નથી!'

"ઠીક! લઇ જાઓ એમને!" નિશાનાથે એક પોલિસ કાન્સ્ટેબલને આજ્ઞા કરી તે સાથેજ પોલિસ સિપાઇઓ તેમને ધક્કા મારતા કારાગૃહ તરફ લઇ ગયા. નિશાનાથે ત્યાં બેસીને ખુલનાખુનકેસનો બધો રિપોર્ટ ઘડી કાઢયો અને તે પોતાના વરિષ્ઠ અધિકારી તરફ રવાના કરી દીધો!



## ઉપસંહાર.

ખુલના ખૂન કેસનો અંત આવી ગયો, કાસમ અને રસુલનો કેસ ચાલ્યો અને તેમને બંન્નેને ફાંસીની સજા થઇ.

રમેશ રજનીકાન્તનો સંતાન હતાં રજનીકાન્તની અને રામનારાયણ ઝવેરીની બધી મિલ્કતોનો માલીક તેજ થયો.

કમલનયનબાબુની તથા રતિકુમારની સઘળી સંપતિ કનકભુષણને મળી. કનકભુષણ નિર્દોષ ઠરી કારાવાસમાંથી છુટી ગયો હતો.

અનુરાધાને શશીબાલાનો જીવ લેવાનો પ્રયત્ન કરવા માટે દસ વર્ષની સખ્ત જેલની સજા થઇ. રજનીકાન્ત નિર્દોષ છે એ વાત જાહેર થઇ અને તેણે શશિબાલાની રક્ષા કરવાના હેતુથીજ પોતે ફાંસીની સજાનો સ્વિકાર કર્યો હતો એ વાતથી તેના વિશુદ્ધ પ્રેમ-સન્યાસને લોકો વખાણવા લાગ્યા.

શરદભુષણ છુપી પોલિસનું ૧૦૦૦ રૂ. નું ઇનામ નિશાનાથને પ્રાપ્ત થયું. જ્યારે જ્યારે કનકભુષણને પોતાની ભગિનીની સ્મૃતિ થતી ત્યારે તે કહેતો કે "આ શયતાની સંસારની દુષ્ટતાથી મારી ભગિનીનો દેહાંત થયો !" રેમેશ પુકારતો કે ભયંકર દ્રવ્યલોભથીજ મારી માતાનો અર્થ પિપાશુ કમલનયને ભારે છળ કર્યો."

શશીબાલાની અને અનુરાધાની દશ દશ હજાર રૂપીઆની ખાનગી મિલ્કત હતી તે સઘળી મિલ્કત કનકભુષણે અને રેમેશે કાસીમબજાર આર્યસમાજને 'શુદ્ધિ અને હિંદુ સંગઠન'ના કાર્યને યશસ્વિ બનાવવાને માટે દાનમાં આપી દીધી !

પાઠક ! તું પણ એ પુણ્ય કાર્યમાં જરૂર પડે તારો પ્રાણ અર્પવાની પ્રતિજ્ઞા લે અને "શયતાની સંસાર કિંવા ભયંકર દ્રવ્યલોભ" નામક કથાની અહીંજ પુર્ણાહુતી માની લઇ સંતુષ્ટ થા ! ઇતી ॥ ૧૪-૧૨-૨૫*

## ॥ ओ३म शांति शांति शांति ॥

---

*એક બંગાળી નવલકથાને આધારે. લેખક.

મહાત્મા કબીરજીના ભકતોએ ખાસ સંગ્રહવા લાયક

# શ્રી કબીર કૃષ્ણગીતા યાને કબીર ભજનામૃત.

## તેમાં શું શું છે તે તમારે જાણવું છે? તો વાંચો.



એમના રચેલાં પ્રભાતીયા, ભૈરવી, આશાવરી સારંગ ગૌરી, ઠુમરી, ગજલ, રેખતા, વીગેરે વીગેરે રાગોથી ભરપુર ભજનનો અપુર્વ સંગ્રહ બોર્ડ પટ્ટી કવર, પૃષ્ટ ૨૮૦ ગ્લેઝ કાગળ, મહાત્મા કબીરજીની ત્રીરંગી છબી સાથે ફકત રૂા. ૧

## અમારાં તરફથી બ્હાર પડેલાં પુસ્તકો.

| | |
|---|---|
| ચેકટનો એકકો ( ૮ ચિત્રો સાથે ) | ૦–૮–૦ |
| બાલનો એકકો ( ,, ) | ૦–૮–૦ |
| પોલાદી પંજો (સચિત્ર) | ૦-૧૨-૦ |
| રાજા ભરથરી ( ૧૨ ચિત્રો સાથે ) | ૦–૮–૦ |
| નવલશા–હીરજી ( ૮ ચિત્રો સાથે ) | ૦–૮–૦ |
| સોનેરી જાળ (સચિત્ર) | ૦–૮–૦ |
| પૃથ્વી રાજ–ચૌહાણ | ૦–૮–૦ |
| દૈવી ચોપટ યાને રાજ્ય ખટપટ ( ૮ ચિત્રો સાથે ) | ૦–૮–૦ |
| મમતાની સંસાર (સચિત્ર) | ૦–૮–૦ |
| મમતાની લીલા ,, | ૦–૮–૦ |
| અત્યાચારી અપ્સરા ,, | ૦–૮–૦ |
| ભયંકર ભામિની (સચિત્ર) | ૦-૧૨-૦ |

૮ ચિત્રો સાથે.
ડિટેકટીવ વાતા.

# ચોકટનો એક્કો (સચિત્ર)

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.




માલીકઃ-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

કીંમત આઠ આના.

(સચિત્ર) રિફોર્મીંગ નવલકથા. ૮ ચિત્રો સાથે (સચિત્ર)

# મોતીની માળા યાને મહાદેવીની મૂર્તિ



પ્રકાશક:—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ–સુરત.

મુદ્રક:— … પ્રાણલાલ … —સુરત.

કીંમત. આઠ આના